શા. નેમચંદભાઇ દેવચંદભાઇ

(ઠે. ફીકાભટ્ટની પોળ—અમદાવાદ.)

તરફથી ભેટ.

# સ્નાત્રપૂજા સ્તવન સંગ્રહ.

યોજક—શા. બાલાભાઇ કકલભાઈ.
ઠે. માંડવીની પોળમાં, નાગજીભુદરની પોળ.
અમદાવાદ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.
શા. નેમચંદભાઇ દેવચંદભાઈ.
ઠે. ઝીકાભઈની પોળ—અમદાવાદ.

અમદાવાદ ઢીંકવાની ગેટપાસે શાન્તિવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં
[illegible]ખરલાલ કેશવલાલ વકીલ અને માણેકલાલ નાથવજીએ છાપ્યું.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૨. સન ૧૯૧૬.

કિંમત પાંચ આના.

# અનુક્રમણિકા.



શેઠ નેમચંદ દેવચંદ કાપડવાલા,
પાંચકુવા, અમદાવાદ.

# પ્રસ્તાવના.



હાલમાં સ્નાત્રપૂજા ભણાવવાનો પ્રચાર દિવસે દિવસે વધવા લાગ્યો છે અને તેને માટે જૂદા જૂદા પંડિતોની બનાવેલી સ્નાત્ર પૂજાઓનાં કેટલાંક પુસ્તક બહાર પડયાં છે, પરંતુ કોઈ પુસ્તકમાં પૂરે પુરી વિધિ આપેલી નહીં હોવાથી સ્નાત્ર ભણાવનારને ઘણી અગવડ પડે છે. વળી પોતાની ઇચ્છા પ્રમાણે જે સ્નાત્રપૂજા ભણાવવી હોય તે પૂજાની ચોપડી પણ વખતે મળવી મુશ્કેલ પડે છે. તે સઘળી અડચણો દૂર કરવાને સઘળા પંડિતોની બનાવેલી સ્નાત્ર પૂજાઓ સંપૂર્ણ વિધિ સાથે તૈયાર કરવાનો ઉપદેશ મુનિરાજ મહારાજ પન્યાસજી શ્રી નીતિ વિજયજી તરફથી પ્રસિદ્ધ કરનારને થવાને લીધે અમોએ પંડિત દેવપાલકૃત, દેવચંદ્રજીકૃત, વીરવિજયજીકૃત, રૂપવિજયજીકૃત તથા આત્મારામજીકૃત, એ સઘળી સ્નાત્ર પૂજાઓ યથાશકિત સંશોધન કરી તદ્દન અજાણ્યા માણસો પણ સરલતાથી ભણાવી શકે તેવી ઢબથીતૈયાર કરી છે. તેની સાથે પદ્મવિજયજીકૃત નવપદ પૂજા દેવવિજયજીકૃત અષ્ટ પ્રકારી પૂજા તથા સકળચંદજી ઉપાધ્યાય કૃત સત્તર ભેદી પૂજા પણ પ્રથમ નાખવામાં આવી છે.

વળી તેની સાથે જુના પંડિત શ્રી રત્નવિજયજીનાં બનાવેલાં ચોવીસ તીર્થંકરનાં સ્તવનો અતિ આલ્હાદકારક હોવાથી તેમજ કોઇ ઠેકાણે નહીં છપાએલાં હોવાથી તે આ પુસ્તકમાં દાખલ કરવામાં આવ્યાં છે, તે સિવાય આરાધનાનું સ્તવન, ૭ આવશ્યકનું સ્તવન, આદિજીનની વિનતિઓ તથા મુનિ મહારાજશ્રી ચિત્તવિજયજીનાં બનાવેલાં ચોવીસ તીર્થંકરનાં એકસોવીસ કલ્યાણનાં ચૈત્યવંદનો વગેરે ઘણી ઉપયોગી બાબતો દાખલ કરવામાં આવી છે.

શરૂઆતમાં અમદાવાદમાં ડોશીવાડાની પોળમાં આવેલા ઉજે-લાના ઉપાશ્રયના મુનિરાજ મહારાજ પન્યાસજી શ્રીરત્નવિજયજી ગણીનું નિર્વાણ જેની અંદર તેમનું સવિસ્તાર ચરિત્ર જે ભોજક કેશવલાલ શીવરામનું પદ્યમાં બનાવેલું છે તે આપવામાં આવ્યું છે.

આ પુસ્તક સુધારવામાં ઘણી કાળજી રાખવામાં આવી છે છતાં પણ દૃષ્ટિ દોષથી અથવા મતિ મંદતાથી કાંઇ ભુલચુક રહી ગઇ હોય તો સુજ્ઞજનોએ સુધારીને વાંચવા કૃપા કરવી તથા અમને લખી જણાવવું કે જેથી બીજી આવૃતિમાં તે ભુલો સુધારી શકાય.

લી. ભોજક શા. બાલાભાઇ કકલભાઇ.



श्री

# પંન્યાસ રત્નવિજયજી ગણીનું નિર્વાણ.



## દુહા.

શ્રી શંખેશ્વર પાર્શ્વપદ, અભિવંદન કરૂં આજ;
સેવકને સુખકર સદા, ભવજળ તારણ જહાજ. ॥ ૧ ॥
કવિ અંબા કરૂણા થકી, જડ સુર ગુરૂ સમ થાય;
કલ્પ વલ્લી સમ સરસ્વતી, સમરૂ કર સુપસાય. ॥ ૨ ॥
ગુરૂ ઉદ્યોતવિજય ગણી, ગુણ ગીરૂઆ પંન્યાસ;
જે સદ્ગુરૂ કવિ જનકના, નગુરામત કર નાસ. ॥ ૩ ॥
એ મુનિ પદપંકજ નમું, જાસ અધિક ઉપકાર;
કૃપાનિધિ કવિ કુળ ભણી, ધર્મજ્ઞાન દાતાર. ॥ ૪ ॥
એ ગુરૂના ગુરૂના ગુરૂ, જ્ઞાન રત્ન ભંડાર;
રૂપવિજય મુનિરાજના, અમીવિજય અણગાર. ॥ ૫ ॥
એ પંન્યાસ તણા હતા, સરળ સ્વભાવી શિષ્ય;
પં. સૌભાગ્યવિજય ગણી, મહા તપસ્વી મુનીશ.॥ ૬ ॥
પં. પદધર તસ પાટવી, સુવિહિત શિષ્ય સુજાણ;
રત્નવિજય મુનિરાજનું, રચું નવીન નિર્વાણ. ॥ ૭ ॥
શિષ્ય ગુરૂ ઉદ્યોતના, અમરવિજય અણગાર;
મુનિ ગમાનવિજય ગુણી, તાસ શિષ્ય સુખકાર. ॥ ૮ ॥
ગુરૂવિનયી તસ શિષ્ય શુભ. ગણી પદધર ગુણવાન્; મુ.

પ્રવિણ પ્રતાપવિજય પૂરણ, સંઘ કરે સનમાન. ॥ ૯ ॥
એ મુનિના ઉપદેશથી, ઉચરૂ આ અધિકાર;
શા હુરગોવિન્દદાસની, સુચનાથી પણ સાર. ॥ ૧૦ ॥
મારી બુદ્ધિ મંદ છે, પણ ગુરૂદેવ પસાય;
સંઘ ચતુર્વિધ સાંભળો, રચના રસીક રચાય. ॥ ૧૧ ॥

## ઢાળ ૧ લી.

પાડળી પુરમાંરે પ્યારે–એ દેશી.

ભવિજન સુણજોરે ભાવે, જંબુ દક્ષિણ ભરત સુહાવે;
ગુર્જર દેશેરે દીપે, વીર ભૂમિ વઢીયાર સમીપે.
ભવિજન સુણજોરે ભાવે. એ આંકણી.
શંખનપુરમાં રે રાજે, શ્રાવક જનનો સરસ સમાજે;
શ્રીજીન મંદિરરે છાજે, દેવવિમાન સમાન વિરાજે. ભવિ૰ ॥૧॥
પૌષધ શાળારે સારી, ધર્મ ક્રિયા કરતા નરનારી;
સુકૃત કારણરે સઘળાં, જ્યાં કવિજનક ગુરૂતણા પગલાં.ભવિ૰॥૨॥
રૂસીયા શ્રાવકરે રંગે, વિનિત વિવેકી શ્રીમુનિ સંગે;
ગુરૂ શ્રીમાળીરે જ્ઞાતિ, વિશ્વે વણિક કુળે વિખ્યાતિ. ભવિ૰ ॥૩॥
શ્રાદ્ધ હુકમશારે સારા, શીળ ગુણે શોભિત તસ દારા;
લાયક ગુણમાંરે લાધે, શ્રીજીનધર્મ લહેરીબાઈ સાધે ભવિ૰ ॥૪॥
એહની કુખેરે આવે, કોઇ ઉત્તમ જીવ પુન્ય પ્રભાવે;
સંવત વિક્રમરે સાળે, અઢારસે ત્રાણુની સાલે. ભવિ૰ ॥૫॥
પોષ વદી બારસ ગુરૂવારે, પણ પલ દિવસ ચઢયો વળી જ્યારે;
વળી મૂળ ઉદુરે આવ્યું,હર્ષણી યોગ એ સમય જણાવ્યું.ભવિ૰॥૬॥
કૌળવ કરણરે કહીયે, મકર લગ્ન એ અવસર લહીયે;
વિધુ ધનરાસીરે વાણુ, એ વેળા ગ્રહસ્થાન ઉચ્ચારૂ. ભવિ૰ ॥૭॥
પહેલે સુરજ બુધ મકરનો, એપનો રાહુ ચોથા ઘરનો;
બ્રહુસ્પતિને વળી ભોમ કરકના, એ બે ગ્રહ સાતમ સ્થાનકના.
ભવિ૰ ॥ ૮ ॥

કેતુ શનિશ્ચર તુળના દશમે, શશી કુવિધનના ઘર દ્વાદશમે;
સાતમે દશમેરે સ્થાને, ઉચ્ચ રાસીના ગુરૂ શની માને.ભવિ૦॥૯॥
એ શુભ અવસર રે માતા, સુત પ્રસવે સૌને સુખદાતા;
ઉદ્યોત મુનિવરરે વંદી, કહે શીવસુત કેશવ આનંદી.ભવિ૦॥૧૦॥

## ઢાળ ૨ જી.

### સુરત મહિનાની દેશી.

પુત્ર પ્રસવની પુર વિષે, વહાલા જાણે વાત;
સાકર વહેંચે સરવને, હૃદય થઇ રળીયાત. ॥ ૧ ॥
મનગમતુ માબાપને, આણંદે અભિધાન;
રૂડુ રાખ્યું રાવજી, જોતિષનું નવમાન. ॥ ૨ ॥
જીમ દ્વિતિયાનો વિધુ વધે, એમ વધે એ બાળ;
વય થાતા ખટ વર્ષની, માતાએ કરીયો કાળ. ॥૩॥
જનક તણી જનની હતા, ઉત્તમ અગરબાઇ;
આણંદે ઉછેરીયા, સુતના સુત સુખદાઇ. ॥ ૪ ॥
ઓગણીસને ત્રણમાં, કરવા આત્મ કમાઇ;
સંવેગે સંયમ ગ્રહે, હુકમચંદ હરખાઇ. ॥ ૫ ॥
ભણતર ગુજરાતી ભણી, રાવ થયા હુંશીયાર;
ઉદ્યમ આજીવીકા તણી, કરીયા અનેક પ્રકાર. ॥ ૬ ॥
અઠ્ઠમનો તપ આદરી, વિશેષે સુવિશેષ;
પદ્મવિજય પાસે ગયા, ધરવા સંયમ વેષ. ॥ ૭ ॥
રત્નવિજય મુનિરાયનું, નામ ધર્યું નિરધાર;
બોધે બહુ શ્રાવક કર્યા, વાગડ કરીને વિહાર. ॥ ૮ ॥
પંચવીશની સાલે પછી, મુનિ વેષે મનરંગ;
ડામરસી સુજાણના, ગયા સંઘમાં સંગ. ॥ ૯ ॥
પં. સોભાગ્યવિજય ગણી, હતા સંઘમાં સાથ;
વિનયા વિશેષ વિલોકીને, મુકે મસ્તક હાથ. ॥ ૧૦ ॥
શિષ્ય થયા સૌભાગ્યના, પૂરવ પુન્ય પ્રયોગ;

જોગ વહ્યા મારગ મહી, સદ્ગુરૂ સંયોગ. ॥ ૧૧ ॥
ભક્તિ ભાવે ભેટીયા, સિદ્ધાચળ ગીરિ સાર;
યાત્રા કરતા આવીયા, ભાવનગર નિરધાર. ॥ ૧૨ ॥
વડી દીક્ષા દીધી વળી, ઓચ્છવ કરતા અપાર;
સદ્ગુરૂના સદ્બોધથી, આવડયો સર્વ આચાર. ॥૧૩॥
વૈયાવચ્ચ કરે વિનયથી, શ્રીગુરૂની ગુણવંત;
રત્ન સમાન રતનમુનિ, સર્વ પ્રશંસે સંત. ॥ ૧૪ ॥
ઉદ્યોતવિજય સુગુરૂ નમી, બીજી ઢાળ રસાળ;
શીવસુત કેશવ એમ ભણી, સંઘમાં મંગળ માળ. ॥૧૫॥

## ઢાળ ૩ જી.

મેંદી રંગ લાગ્યો—એ દેશી.

પદ્મવિજયના શિષ્યને રે, દિક્ષા દેવાકાજ. સંયમ ગુણ રસીયા.
વાગડ શ્રીગુરૂ મોકલે રે, જેમ ગૌતમ જીનરાજ. સંયમ ગુણ રસીયા.
પં. સૌભાગ્યવિજય પછી રે, રાજનગર મનરંગ. ”
ઉંલાના ઉપાશ્રયે રે, આવ્યા અધિક ઉમંગ. ”
જેમલને વાગડ વિષે રે, દેઇ દિક્ષા સુખદાય. ”
શિષ્ય કરે મુનિ પદ્મના રે, રત્નવિજય ઋષિરાય. ”
આઠ્ઠા બેઠા એ સમે રે, કેમ ગુરૂ ચરણ જવાય. ”
છવીશ કાર્તિક માસમાં રે, શ્રી ગુરૂ સ્વર્ગ સીધાય. ”
રત્નવિજય ગુરૂ વિરહથી રે, અંતર થાય ઉદાસ. ”
વાળ્યુ મન વૈરાગ્યથી રે, અજ્ઞ કરે કંકાસ. ”
ઘણા દિવસ વિત્યા પછી રે, સમ્યો સંઘનો શોક. ”
રૂપવિજય મહારાજની રે, જાણ્યા ગાદી યોગ્ય. ”
ઉંલાના ઉપાશ્રયે રે, શ્રીપુર સંઘ સમાજ. ”
વાગડ વિનતિ મોકલી રે, તેડયા રતન ગુરૂરાજ. ”
મુનિવર માની વિનતિ રે, આવ્યા અમદાવાદ. ”
સંઘે સામૈયું કર્યું રે, અતિ આણી આહ્લાદ. ”

સંપ્રતિ સંવેગી વિષે રે, સકલ મુનિ સરદાર. ,,
મણિવિજય ચિન્તામણી રે, ઉત્કૃષ્ટા અણગાર. ,,
ઓગણચાલીસ સૂત્રના રે, એ સુવિહિતની પાસ. ,,
જોગવહે શુભ જોગથી રે, પ્રગટે ધર્મ પ્રકાશ. ,,
પ્રકરણ ઘણા પછી ભણ્યા રે, કરી આગમ અભ્યાસ. ,,
ગણીપદ રત્નવિજય ગ્રહીરે, પામ્યા પદ પંન્યાસ. ,,
શત ઓગણીશ અઠાવીની રે, વિક્રમ શકની સાલ. ,,
કાર્તિક વદ એકાદશી રે, લે પં. પદ્દી કૃપાળ. ,,
વડતપ ગચ્છપતિ તણા રે, સૂરિ મંત્રે મત્રેલ. ,,
વાસક્ષેપ મસ્તક કરે રે, પં. મણિ મોહન વેલ. ,,
શ્રીજીનવર મહોત્સવ કરે રે, શ્રાવક ચતુર સુજાણ. ,,
વ્યાખ્યાને વરસાવતા રે, મુનિવર અમૃતવાણ. ,,
ગુરૂ ઉદ્યોત પસાયથી રે, ત્રીજી ઢાળ રસાળ. ,,
શીવ સુત કેશવ ઉચ્ચરે રે, સુણતા મંગળમાળ. ,,

## ઢાળ ૪ થી.

### પ્રભુ પાસનું મુખડું જોવા–એ દેશી.

કોષ કાવ્યને વ્યાકરણ વાણી, વાંચે ગ્રંથ ઘણા ગુણ ખાણી,
ષટ્ દર્શન શાસ્ત્ર અભ્યાસ, કર્યો પંડિત રાખીને પાસરે;
ધન રત્નવિજય મુનિરાજ, સેવે પદ પંકજ શ્રાધ સમાજરે. ધન. ૧
જીનરાજની ગણધર જેમ, સાધુ શિષ્ય સેવા કરે એમ;
એ કહે વધઘટ તિથી વખાણે, પાળે સંઘમાં હુકમ પ્રમાણે રે.ધન.૨
વીર સમવસરણમાં વિરાજે, ચંદનબાળા સાહુણી સમાજે;
એમ રતન પર્ષદામાં રાજે, ગુરૂણીજી ચંદર શ્રી ગાજેરે. ધન. ૩
ઉત્તમ વંશ વડા ઓસવાળ, પુન્યશાલી પામર પ્રતિપાળ;
હઠીસિંહ જે કેશરી બાળ, વાડી જીનઘર કરીયું વિશાળ રે. ધન.૪
લઘુ પત્નિએ શેઠના સારા, વીત્ત વાવરી પુન્ય વધાર્યા;
કર્યો નવીન પ્રભુજી પ્રાસાદ, વદે દેવ વિમાનથી વાદરે. ધન. ૫

રૂપા રથ કરી કનક રસાવો, વરઘોડે પ્રભુ પધરાવો;
સનમાન આપે સરકાર, સરકાર કહે નરનાર રે. ધન. ૬
સૌ પ્રથમ ધરી ઉછરંગ, કાઢયો સમેતશીખરગીરી સંઘ;
હરખે હરકોર શેઠાણી, સુણે રત્નવદન જીન વાણી રે. ધન. ૭
તાસ પુત્ર ઉત્તમ ઉમાભાઇ, જેની વિનય વિવેકે વડાઇ;
મુખ્ય શેઠજી એ છે સભામાં, સવીકામે પ્રથમ પૂછવામાંરે. ધન. ૮
બીજા શેઠજી મગનભાઇ, જેહ પામ્યા વિશેષ વડાઇ;
કર્મચંદ તણા સુત કહીયે, જેના યશ જગમાં સુણી લહીયે રે. ધન. ૯
રાવ બહાદુર દશા શ્રીમાલી, મહા પરાક્રમી ને પુન્યશાલી;
દ્રવ્ય આપી દુઃખી દુઃખ હરીયા, જીન ચૈત્ય નવીન જેણે કરીયા. ધન. ૧૦
અષ્ટાપદજીનું કરીયું આગાર, અમદાવાદમાં શોભે અપાર;
ભલા થઇ ગયા તે વડભાગી, હતા જૈનધર્મ તણા રાગી રે. ધન. ૧૧
સૂત તેના ચિરંકાળ જીવો, શેઠ સારાભાઇ કુળદીવો;
મોટામાત સાથે મન મોજે, આવે નમન રતન ગુરૂ રોજેરે. ધન. ૧૨
એવા શ્રાવક રાગી અનેક, ધન વાવરે ધર્મે વિશેષ;
નવા શ્રીજીન ચૈત્ય કરાવે, સાધુ બોધે જુના સમરાવે રે. ધન. ૧૩
છરી પાલી સિદ્ધાચળ જાએ, સંઘ કાઢી સંઘવી થાયે;
એમ તીર્થ અનેકની યાત્રા, સદ્‌બોધે કરે છે સુપાત્રે. ધન. ૧૪
કંઈક ઉજમણા ઘણા માંડે, સ્વામીવત્સલ સ્નેહે જમાડે;
જીન ભક્તિ અનેક પ્રકારે, કરે શ્રાવક મુનિ ઉપગારે રે. ધન. ૧૫
ગુરૂ ઉદ્યોતવિજય પસાયે, ચોથી ઢાળ રસીક રચાયે;
કહે શીવસુત કેશવલાલ, હોજો સંઘમાં મંગળ માળ. ધન. ૧૬

## ઢાળ ૫ મી.

ત્રીસ વરસ ઘર વાસમાંરે.—એ દેશી.

ઓગણી ઓગણત્રીશનારે, કાર્તિકમાં નિરવાર,
ધન્ય મગનભાઇ શેઠનો રે, પુન્યવંત પરિવાર;
રતન મુનિ રાજને રે, વિનવે વિનયે અપાર. રતન. ૧

ચાતુરમાસ ઉતર્યું રે, શ્રી ઉત્તમ અણુગાર;
કરો કૃતાર્થ સાહીબારે, આવી અમ આગાર. રતન. ૨
શ્રી શણુગાર શેઠાણીનો રે, આગ્રહ ને અનુજાય;
શેઠ સદન પુનમ દીને રે, પરીકર સહગુરૂ જાય. રતન. ૩
જનમ નવન વિકસાવવા રે, જીનવાણી જળધાર;
વ્યાખ્યાને વરસાવતા રે, કરતા ભવિ ઉપકાર. રતન. ૪
અમૃત સરખી દેશના રે, સાંભળતા સુખકાર;
રોગ મિથ્યાત્વ મરે વલી રે, શ્રદ્ધા થાય શ્રીકાર. રતન. ૫
શ્રીફળ પ્રમુખ પ્રભાવનારે, કરતા શેઠ સુજાણ;
ભાણુભાઇ ભક્તિ થકી રે, સર્વ ગુરૂ ગુણ નાણુ. રતન. ૬
શાસનની શોભા વધી રે, આનંદ ઓચ્છવ થાય;
રાત્રીજગા રંગે કરે રે, શ્રીજીનવર ગુણુ ગાય. રતન. ૭
ત્રીશની સાલે તે પછી રે, ચોમાસુ બદલાય;
કેવળ લખમીચંદને રે, ઘેર ગીતારથ જાય. રતન. ૮
એહ પછી એકત્રીશમાં રે, લલ્લુભાઇ ખીમચંદ;
ચોમાસું બદલાવતા રે, નિજઘર અધિક આણંદ. રતન. ૯
બધતા ભક્તિ ભાવથી રે, શ્રાવક સર્વ પ્રકાર;
વૈયાવચ્ચ હરખે કરી રે, બાંધે પુન્ય અપાર. રતન. ૧૦
પં. ઉદ્યોતવિજય તણા રે, પ્રેમે પ્રણમી પાય;
શીવસુત કેશવ પાંચમી રે, ઢાળે ગુરૂ ગુણ ગાય. રતન. ૧૧

## ઢાળ ૬ ઠ્ઠી.

### એસાજીન એસાજીન એસાજીન હે—એ દેશી.

ધન્ય ધન્ય મુનિવર રત્ન, રાખ્યા ત્રણ રત્ન કરી યત્ન;
ત્રસ થાવર જીવ સદાય, અહો મુનિવરથી ન હણાય. ॥ ૧ ॥
કદિ અધિક વચન ન ઉચારે, અણ આપ્યુ ન ગ્રહે લગારે;
ચોથુંવ્રત પાળે આપ ઉલ્લાસે, કાંઇ પરિગ્રહ ન રાખે પાસે. ॥ ૨ ॥
પંચ મહાવ્રત એણીપરે પાળે, નિજ આતમ ગુણ અજવાળે રે;

બોધ બીજ ભરી ભુમિ વાવે, જીન વાણી પાણી વરસાવે. ॥ ૩ ॥
ઉગે ધર્મ તરૂવર વારૂ, સેવાથી મળે શીવફળ સારૂં;
સુણી દેશના અમૃતધાર, કંઇક ઉચરે ઉત્તમ વ્રત બાર. ॥ ૪ ॥
કરે તપ જપ વિવિધ પ્રકાર, કોઇ સંયમ લે સુખકાર;
પ્રતિબોધથી પાપ પ્રજાળે, સાચુ સમજાવી સંશય ટાળે. ॥ ૫ ॥
મુખે મુહપતિ બાંધે વ્યાખ્યાને, એતો મમતી મનુષ્ય ન માને;
છે પરંપરા શાસ્ત્ર પ્રમાણ, અવળા થઇ હઠ તાણે અજાણ.॥ ૬ ॥
ઢુંઢીયા તણો પંથ ત્યજીને, બુટેરાયના શિષ્ય બનીને;
કરે શ્રાવક બહુ સન્માન, આત્મારામ એવું અભિધાન. ॥ ૭ ॥
વિચરે આર્યભુમિ ઘણા શિષ્યે, અમદાવાદ આવ્યા એકત્રીસે;
ન્યાયાંભોનિધિ બિરૂદ ધરાવે, કંઇક વાદીને વાદે હઠાવે. ॥ ૮ ॥
આતમ અર્થી આતમ અણગાર, જાણી ચલાવ્યો ચીઠી વ્યવહાર;
પૂછે પ્રશ્ન સ્વમુનિ રંગે, આપે ઉત્તર આત્મ ઉમંગે. ॥ ૯ ॥
ચર્ચા ચીઠી દ્વારાયે ચાલી, ખેંચાતાણુ બીજા કરે ખાલી;
મુખે મુહપત્તિ બાંધી વખાણ, વાંચે સાધુ એ શાસ્ત્ર પ્રમાણ.॥૧૦॥
નથી બાંધતા એ અમ ભૂલ, કરે આતમ એમ કબુલ;
આત્માઅર્થી ન બોલે અસત્ય, તસ પાયે કરૂ પ્રણીપત્ય. ॥૧૧॥
હઠીશંઘ મોતીચંદ આદિ, શ્રાધ વિનવી મુનિ અપ્રમાદી;
ડાશીવાળાની પોળમાં લાવે, બત્રીશનું ચોમાસું બદલાવે. ॥૧૨॥
પોષ માસે પાટણમાં પધારી, જીન શાસન શોભા વધારી;
ભાવવિજય ભલાકર્યો શિષ્ય, જીન મહોત્સવ થાય જગીશ.॥૧૩॥
સંખેશ્વરજીની યાત્રા કરીને, ભોયણી ગયા હર્ષ ધરીને,
સાતાભાઇની વિનતિ સ્વીકારી, રાજનગર પંન્યાસ પધારી.॥૧૪॥
નગીનદાસની પ્રતિષ્ટા કરાવી, સમોવસરણે પ્રભુ પધરાવી;
કિરતાર કવિ પિતા પાસે, વિધિ શુદ્ધ કરાવે ઉલ્લાસે. ॥૧૫॥
ગુરૂ ઉદ્યોતવિજય સુપસાયે, છઠ્ઠી ઢાળે કેશર ગુણગાય.

..... ..........................................

## ઢાળ ૭ મી.

મા મુજને કેમ દીધી કેફી કંથને—એ દેશી.

ગુણવંતા ગીતારથ ગુરૂ ગુણ ગાઇયે,
ભવિજન સાંભળજો ભાવે ભરપુરજો;
ગુરૂ ગુણ સુણતા થુણતા સવીસુખ સંપજે,
કરમ કઠણ જેથી થાયે ચકચુરજો. ગુણ૦ ॥ ૧ ॥
નંદિશ્વર જીન મંદિરમાં હરખે કરી,
મહોત્સવથી. પધરાવે ફાગણ માસજો;
વિનયી ભાવવિજય નિજ શિષ્ય સુપાત્રને,
આપે વડી દીક્ષા ચૈત્રે પંન્યાસજો. ગુણ૦ ॥ ૨ ॥
સાધુ સાધ્વીઓને ઘાલી યોગમાં,
ચોમાસામાં વાંચ્યો લોક પ્રકાસજો;
કેસરીયાજી યાત્રા કરવા કોડથી,
શ્રાવક સાથે ગયા ગુરૂ ગુણ રાયજો. ગુણ૦ ॥ ૩ ॥
યાત્રાને અર્થે ઉદેપુર આવીયા,
સંઘ આગ્રહે રહી કર્યો ઉપદેશજો;
શીરોહી બ્રામણવાડા ને વળી સરસ્વતી,
વિચરે વંદન કરતા તીર્થ વિશેષજો. ગુણ૦ ॥ ૪ ॥
અર્બુદ ગીરિવર યાત્રા અર્થે આવીયા,
ભાવ સહીત ભેટયા શ્રી ઋષભજીણંદજો;
રાજીમતી પતિ નેમ નમી મનમોદથી,
પ્રભુ પ્રસાદે પ્રગટયો પરમાનંદજો. ગુણ૦ ॥ ૫ ॥
પાલણપુર પધાર્યા પરમ ગુરૂ પછી,
રાયચંદ મહેતાના વધુ મનરંગજો;
જડાબબાઇ ભક્તિ યુક્તિ જાળવે,
વહે ઉપધાન અવર શ્રાવીકા સંઘજો. ગુણ૦ ॥ ૬ ॥
બડે જબ મહાજન તકરાર મટાડીને, . .

ડીસે આવ્યા ગીતારથ ગુણખાણજો;
અમીય સમાણી સુણી વાણી શ્રાવક ઘણા,
શીયળ વ્રતાદિક ઉચરે વ્રત પચખાણજો. ગુણ૦ ॥ ૭ ॥
આવી રાજપુરે પણ વ્રત ઉચરાવીયા,
જીનવર મહોત્સવ માંડે મુનિ ઉપદેશજો;
અનુક્રમે અણહીલપુર પાટણ આવી ગુરૂ,
પ્રણમે પંચાસરા પાર્શ્વ પરમેશજો. ગુણ૦ ॥ ૮ ॥
ખેતરવશીના ઉપાશ્રયે મુનિ ઉતર્યા,
આલમચંદ ઝવેરી બોધલ પુત્રજો;
પુન્ય પ્રભાવે ભાવે વંચાવે વળી,
શત્રુંજા મહાત્મયને ભગવતી સુત્રજો. ગુણ૦ ॥ ૯ ॥
યોગ વહે ઉપયોગે સાધુ સાધ્વી,
વૈયાવચ્ચ સૌ સંઘ થકી સચવાયજો;
ચાતુર્માસ પછી આલમશી સંઘમાં,
વિમલ ગીરિવર મુનિવર યાત્રા જાયજો. ગુણ૦ ॥ ૧૦ ॥
વિમલાચલમાં વડી. દીક્ષા આપે વલી,
શિષ્ય પ્રધાનવિજયને સ્નેહ સહીતજો;
ઓચ્છવ કરી પછી ત્યાંથી પાટણ આવીને,
વિચરે રાધનપુર ઋષિ રૂડી રીતજો. ગુણ૦ ॥ ૧૧ ॥
મંત્રી ઘેલા શેઠ થઇ અગ્રેસરી,
વંચાવે ભગવતીજી વરવિધિ સાથજો;
ચોમાસુ વીતે ચોત્રીસની સાલનું,
શ્રી સંખેશ્વર ગયા પછી મુનિનાથજો. ગુણ૦ ॥ ૧૨ ॥
પ્રણમીપદ સંખેશ્વરના પાસના,
પાંત્રીસને ચોમાસે રાધનપુરજો;
સુખદર શ્રીજીનશાસ્ત્ર સુણાવે સદ્ગુરૂ,
સુણતા મન ઉગે બોધી અંકુરજો. ગુણ૦ ॥ ૧૩ ॥

આસો માસથી કવિને અમદાવાદથી,
તેડાવીને નેમ પ્રભુ પ્રાસાદજો;
શાંતિસ્નાત્ર ભણાવી જ્વર નીવારીયો,
એ અવસર આ અવસર આવે યાદજો. ગુણ ॥ ૧૪ ॥
પરમ ગુરૂ ઉદ્યોતવિજયજી પસાયથી,
શીવસુત કેશવ પભણે સસેમ ઢાળજો;
આગળ વાત રસાળ વલી હું વરણવું,
સુણતાં શ્રોતા મંદિર મંગળ માળજો. ગુણ૦ ॥ ૧૫ ॥

## ઢાલ ૮ મી.

### સાહેલડીયાની દેશી.

પાટણથી પંન્યાસને સુણ સંતાજી આવી સંઘ સમાજ ગુણ વંતાજી.
વિનય સહીત વિનતિ કરે. સુણ૦ કરજોડી શીવકાજ. ગુણ૦
સાહેબ સુદૃષ્ટિ કરી. સુણ૦ ઇચ્છા પુરો ઉર. ગુણ૦
પધારીને પાવન કરો. સુણ૦ મુનિવર પાટણ પુર. ગુણ૦
ક્ષેત્ર ફરસના એમ કહી. સુણ૦ વારી કર્યો વિહાર. ગુણ૦
મુનિ મારગ મુકે નહિ. સુણ૦ પાલે પંચાચાર. ગુણ૦
મારવાડ વિચરી વલી. સુણ૦ પ્રણમે ગોડીપાસ. ગુણ૦
સોઇ ગામ ગુરૂવર ગયા. સુણ૦ શ્રાવક પુન્ય પ્રકાશ. ગુણ૦
ત્યાંથી વાવ્યે વિચર્યા. સુણ૦ ત્યાં થકી જાય થરાદ. ગુણ૦
લે સુજ્ઞાન વિજય વળી. સુણ૦ સંયમ ત્યજી પ્રમાદ. ગુણ૦
કુપાળે જઇ ત્યાં થકી. સુણ૦ એ ઉત્તમ અણગાર. ગુણ૦
તીંહા કોલી લોકો કરે. સુણ૦ પશુઓનો શિકાર. ગુણ૦
આહેડ ઉપદેશથી. સુણ૦ આપ કરે અટકાવ. ગુણ૦
પશુ અભય કરી આવીયા.સુણ૦ ભાભેરે ધરી ભાવ. ગુણ૦
કાન્તિવિજય નિજશિષ્યને. સુણ૦ ભાવે સંયમ ભાર. ગુણ૦
આપીને ઓછવ કરે. સુણ૦ શ્રાવક જન સુખકાર. ગુણ૦
ત્યાં પિસ્તાલીસ ગામનો. સુણ૦ મલીયો શ્રાવક સંઘ. ગુણ૦

જમણુ જમાડે જુગતિએ. સુણ૦ ઓચ્છવમાં ઉછરંગ. ગુણ૦
ત્યાંથી વળતા વાચ્યમાં. સુણ૦ આવ્યા ધરી ઉમંગ. ગુણ૦
ચોમાસુ છત્રીશનું. સુણ૦ કરતા મુનિ મનરંગ. ગુણ૦
કાન્તિવિજયને યોગમાં સુણ૦ ચાલે ગુરૂ ગંભીર. ગુણ૦
વાદ કરી ઢુંઢક થકી. સુણ૦ વિજય લહે વડવીર. ગુણ૦
થરાદમાં આવી કરે. સુણ૦ જીર્ણ જ્ઞાન ઉદ્ધાર. ગુણ૦
પાટણ પછી પધારીયા. સુણ૦ વલી કરીને વિહાર. ગુણ૦
રાયચંદ મહેતા તણા. સુણ૦ જે પત્નિ પુન્યવંત. ગુણ૦
આગ્રહ કરી અણગારને. સુણ૦ પાલણપુર તેડંત. ગુણ૦
યાત્રા મેત્રાણા તણી. સુણ૦ કરી જઇ પાલણપુર. ગુણ૦
માળા પહેરાવી તીહા. સુણ૦ આનંદિત થઇ ઉર. ગુણ૦
સ્વામી ઝુમાશા તણા. સુણ૦ આગ્રહથી ગઢગામ. ગુણ૦
પ્રેમ સહીત પેહેરાવતા. સુણ૦ માળા મુનિ ગુણધામ. ગુણ૦
ત્યાંથી મેત્રાણા તણી. સુણ૦ યાત્રા કરતા જાય. ગુણ૦
અણહીલ્લપુર પાટણ ભણી.સુણ૦ મહેર કરે મુનિરાય. ગુણ૦
પાટણમાં ભવિજન વહે. સુણ૦ ઉપધાન થઇ ઉજમાળ. ગુણ૦
સડત્રીશ ચાતુર્માસમાં. સુણ૦ પેહેરાવે મુનિ માળ. ગુણ૦
રાજનગરના શેઠજી. સુણ૦ ભાવથી સારાભાઇ. ગુણ૦
આવ્યા પાટણ તેડવા. સુણ૦ સદ્દગુરૂને સુખદાઇ. ગુણ૦
ભીલડીયાજી ભેટીયા. સુણ૦ સાત કરે ઉપવાસ. ગુણ૦
અમીઝરા પ્રભુ વંદતા. સુણ૦ પાટણ થઇ પંન્યાસ. ગુણ૦
સાચોર જઇ પ્રભુ પ્રણમતા.સુણ૦ મહાવીર તીર્થ નાથ. ગુણ૦
ડીસા રાજપુરે ગયા. સુણ૦ ગીતારથ ગુણ ગાય. ગુણ૦
મેત્રાણા યાત્રા કરી. સુણ૦ પાટણ પણ અપ્રમાદ. ગુણ૦
વીશનગર પણ વીચરી. સુણ૦ આવ્યા અમદાવાદ. ગુણ૦
સામૈયા સાથે કર્યો. સુણ૦ ગુરૂએ નગર પ્રવેશ. ગુણ૦
ગુરૂ ઉદ્યોતવિજય નમી. સુણ૦ ઉચરી આઠમી ઢાળ. ગુણ૦
શિવસુત કેશર સુખલહે. સુણ૦ ગાતા ગુરૂ ગુણ માન. ગુણ૦

## ઢાલ ૯ મી.

### વીર કહે ગૌતમ સુણો—એ દેશી.

ઉદય થયો ગુરૂ અર્કનો, રાજનગર આકાશજી;
ભવિક કમલ વિકસે વલી, પ્રસરે ધર્મ પ્રકાશજી. ઉદય. ॥ ૧ ॥
ઓગણચાલીસમાં પછી, શાહ ભવાનીદાસજી;
ચોમાસુ બદલાવતા, હરખે નિજ આવાસજી. ઉદય. ॥ ૨ ॥
પાંત્રીશ થાણાને યોગમાં, ઘાલે ગુરૂ ગુણવંતજી;
પ્રતિબોધે પંન્યાસના, ભવિજન વ્રત ઉચરંતજી. ઉદય. ॥ ૩ ॥
ચાતુર્માસ ચાલીસમાં, લાયક લલ્લુભાઇજી;
બદલાવે બહુ ભાવથી, કરવા પુન્ય કમાઇજી. ઉદય. ॥ ૪ ॥
જેઠ વદી એકમ દિને, મોહનવિજયને શિષ્યજી;
શ્રીગુરૂવર હરખે કરે, જગમાં વાધે જગીશજી. ઉદય. ॥ ૫ ॥
ચાતુર્માસ વીતે વલી, એકતાલીસની સાલેજી;
લલુ વખત આવાસમાં, બદલે ગુરૂ ઉજમાળજી. ઉદય. ॥ ૬ ॥
સમવસરણ સ્થાપી કર્યો, જીન મહોત્સવ રૂપ માસજી;
નિત્યનિત્ય વરઘોડા ચડે, અધિકો ધર્મ ઉજાસજી. ઉદય. ॥ ૭ ॥
સાલ બેતાલીસની વલી, બદલે ચાતુર્માસજી;
નવીન ગૃહે હીરાચંદના, વિનતિએ ગુરૂ ગુણરાસજી. ઉદય. ॥૮॥
સિદ્ધ ગીરિરાજને ભેટીયા, કાઉશાના સંઘસાથજી;
જુનાગઢ ગુરૂવર જઇ, નમીયા જોગી નાથજી. ઉદય. ॥ ૯ ॥
ત્રેતાલીસની શાલમાં, સારંગપુર તણો સંઘજી;
ચોમાસુ બદલાવતા, અધિક ધરી ઉછરંગજી. ઉદય. ॥ ૧૦ ॥
સિદ્ધિવિજય મુનિને પછી, આગમને ઉપયોગજી;
આચારાંગને કલ્પના, વ્હેવરાવે ગુરૂ યોગજી. ઉદય. ॥ ૧૧ ॥
ભગવતી સૂત્ર આદર કરે, સાંભલે ભવિ સમુદાયજી;
શેઠ ઉમાભાઇ સાથવે, શાસ્ત્ર વિધિ સુખદાયજી. ઉદય. ॥૧૨॥
ચાતુર્માસ ચુંમાલીસે, શ્રાદ્ધ કસુંબાવાડેજી;

બદલાવે ગુરૂરાજને, કલેશ વિશેષ મટાડેજી. ઉદય. ॥ ૧૩ ॥
ભગવતિ સુત્ર પુરણ થયે, ઓચ્છવ થાય અપારજી;
સમવસરણ રૂડું રજતનું, શોભે અધિક શ્રીકારજી. ઉદય. ॥૧૪॥
આપે પ્રતાપવિજયને, ગણી પદવી ગુરૂરાજજી;
માહા સુદ ૯ દિવસ રૂડો, હરખીત સંઘ સમાજજી. ઉદય.॥૧૫॥
શ્રીગુરૂ ઉદ્યોતવિજયના, ચરણકમલ સુપસાયજી;
નવમી ઢાળ રસીક રચી, શિવસુત કેશવ ગાયજી. ઉદય. ॥૧૫॥

## ઢાળ ૧૦ મી.

જીવ જીવન પ્રભુ કીહાં ગયા રે—એ દેશી.

ધન ધન રતનવિજય ગુરૂ રે, પ્રવર પ્રવીણ પંન્યાસ રે;
જ્ઞાન શોધન નિશદિન કરે રે, કરી વિકથાનો વિનાશરે. ધન.॥ ૧ ॥
ધર્મતરૂને વધારવા રે, વાણીઘન નીરધાર રે;
કુમતિ કંદને કાપવા રે, કરૂણાવંત કુઠાર રે. ધન. ॥ ૨ ॥
પદપંકજ અભિ વંદીએ રે, ઉપગારી અણગાર રે;
વૈયાવચ્ચ વિનયે કરે રે, શ્રાવકજન સુખકાર રે. ધન. ॥ ૩ ॥
પ્રાગવાટ વંશે વળી રે, કેસરીસુત ચુનિલાલ રે;
અધિકારી ઉપાશ્રયે રે, ગુરૂ આજ્ઞા પ્રતિપાલ રે. ધન. ॥ ૪ ॥
કુળ દિપક ઇચ્છાચંદના રે, હાજર શ્રીગુરૂ હજુર રે;
છગનલાલ હુગ છેદવા રે, ભક્તિ કરે ભરપુર રે. ધન. ॥ ૫ ॥
વલી ઉપદેશને અનુસરી રે, જ્ઞાનાદિક ધન રોક રે;
વૃદ્ધિ કરે ને વાવરે રે, બાંધે પુન્યના થોક રે. ધન. ॥ ૬ ॥
જાત જેઠાભાઇના ભલા રે, ભગુભાઇ ઓસવાલ રે;
શ્રીગુરૂપદની સેવના રે, ત્રિવિધ કરે છે ત્રિકાલ રે. ધન. ॥ ૭ ॥
વડતપ ગચ્છ શ્રાવક વિષે રે, જે મંત્રી સમ મુખ્ય રે;
દાલાભાઇ ગુરૂ દેવની રે, સેવા કરી લહે સુખ રે. ધન. ॥ ૮ ॥
ઓત્તમ સુત ઉત્તમ અતિ રે, શ્રીહરગોવનદાસ રે;
પ્રકરણ જીવ ઘણા ભણ્યા રે, જેહ કવિ પિતા પાસે રે.ધન.॥ ૯ ॥

રાગી રતનગુરૂ રાજના રે, સદ્‌ગુણી શ્રાદ્ધ સુપાત્ર રે;
અમૃતલાલ નાજર વલી રે, ગુરૂવિશ્વાસનું પાત્ર રે. ધન. ॥ ૧૦ ॥
ઈત્યાદિક શ્રાવક ગુણી રે, સાંભળે વિનયે વખાણ રે;
શ્રવણ પવિત્ર કરે સદા રે, ઉચરે વ્રત પચ્ચખાણ રે. ધન. ॥૧૧॥
નંદિસૂત્ર સભા વિષે રે, વાંચે ગુરૂ ગુણવંત રે;
જ્ઞાન તણી ચર્ચા ઘણી રે, સંશય મન છેદન્ત રે. ધન. ॥ ૧૨ ॥
બદ વૈશાખ ત્રયોદશી રે, આવ્યો તાવ અધિક રે;
વ્યાધિ થયો વિતરાગને રે, આ સંસાર અલીક રે. ધન. ॥ ૧૩ ॥
અંતર રટણ કરે ઋષિ રે, અંત વખત અરિહંત રે;
સાંજ સમય શુભધ્યાનથી રે, ગુરૂવર સ્વર્ગ લહન્ત રે. ધન.॥૧૪॥
હાહાકાર થયો ઘણો રે, શ્રાદ્ધ નયન જલધાર રે;
શોકાતુર સાધુ સાધવી રે, આ શું કિધું કિરતાર રે. ધન. ॥૧૫॥
ગુરૂનિરવાણ સમય વલી રે, સાચવે શ્રાદ્ધ સુજાણ રે;
ચરચે કેસરચંદને રે, ગુરૂ પુદ્‌ગલ ગુણખાણ રે. ધન. ॥ ૧૬ ॥
સાણંદ ગામથી સાંભલી રે, અવસર જાણ સુજાણ રે;
દિનકર દુઃખ ધરતો વલી રે, રૂદતો રક્ત દેખાય રે. ધન. ॥૧૭॥
વિનય સહીત કરે વંદના રે, શ્રાવક જન સમુદાય રે;
શ્રાદ્ધ સમાજ સવારમાં રે, આવ્યો થઇને ઉદાસ રે. ધન. ॥૧૮॥
ઝળકતી જરકશી માંડવી રે, પધરાવે પંન્યાસ રે;
ભક્તિ સહીત કાંધે ધરે રે, જયજય શબ્દ સહીત રે. ધન. ॥૧૯॥
ઉ[illegible]ાલે મન આગળે રે, પાલે પાખી ખચીત રે;
ચં[illegible]ાગચ ખડકી કરી રે, શોક સહીત સમશાન રે. ધન. ॥ ૨૦ ॥
દાહ [illegible] ગુરૂદેહને રે, જીનતન ઇન્દ્ર સમાન રે;
જ[illegible]ર જીવ મૂકાવીઆ રે, શ્રાદ્ધ કરે સૌ સ્નાન રે. ધન. ॥૨૧॥
નિજનિજ ઘર પછી આવીયા રે, ધરતા ગુરૂ ગુણ ધ્યાન રે;
ગુરૂ નિરવાણ તણા લખે રે, કાગલ દેશ વિદેશ રે. ધન. ॥ ૨૨ ॥
શ્રી [illegible]ર ઓચ્છવ કરી રે, શ્રાવક હર્ષ વિશેષ રે;

ગુરૂ ઉદ્યોતવિજય તણા રે, ચરણકમલ સુપસાય રે. ધન. ॥૨૩॥
ઢાલ રચી દશમી ભલી રે, શીવસુત કેશવ ગાય રે;

... .... ............... ....... .........

કલશ રાગ ધનાશ્રી.

શ્રીગુરૂ ગુણ ભંડાર ભવિકજન શ્રીગુરૂ ગુણ ભંડાર.—એ આંકણી.
નિત્ય નિરંતર અંતર આવે યાદ અધિક ઉપકાર,
ચારિત્ર પાત્ર ચુડામણિ, ચરણે વંદુ વારંવાર. ભવિકજન. ॥ ૧ ॥
મહારાજના શિષ્ય મોહનવિજયજી, વિશનગર એ વાર;
પ્રવીણ પ્રતાપવિજય ગણી સાથે, તેડાવ્યા કરી તાર. ભવિકજન. ॥૨॥
પાટણ રાધનપુર પ્રમુખમાં, સાંભળતા સમાચાર;
અઠાઇ ઓચ્છવ શ્રીજીનમંદિર, કરતા વિવિધ પ્રકાર. ભવિક. ॥૩॥
રાજનગરમાં સ્થાપી ઉપાશ્રયે, સમવસરણ શ્રીકાર;
આડંબરથી શ્રીજીન ઓચ્છવ, આદરે ભક્તિ અપાર. ભવિક. ॥૪॥
શાસ્ત્ર અભ્યાસ કરેછે અહનીશ, અધિક મોહન અણગાર;
શ્રીગુરૂ શાસન હાલ ચલાવે, પ્રતાપવિજય ધરી પ્યાર. ભવિક. ॥૫॥
શ્રીજીન ઉત્તમ શિષ્ય પદ્મના, રૂપ કિરતી નિરધાર;
તાસ શિષ્ય ઉદ્યોતવિજયગુરૂ, પં. પદ્વી ધરનાર. ભવિક. ॥ ૬ ॥
તે મુનિના શિવરામ થયા શિષ્ય, સેવી ચરણ શ્રીકાર;
એહ પીતામહ પરમકૃપાલુ, જ્ઞાનાદિક દાતાર. ભવિક. ॥ ૭ ॥
વડતપ ગચ્છ ગગનમાં રાજે, રાજસૂરિ દીનકાર;
ઓગણીસે ચુમાલીશ આસો, ઉચર્યો આ અધિકાર. ભવિક. ॥૮॥
શ્રીગુરૂ શિષ્ય મોહન મુનિવર જાણી, વિદ્યા વિવિધ પ્રકાર;
સ્વગુરૂસમ જીન ધર્મ વધારો, એ ઇચ્છે નરનાર. ભવિક. ॥૯॥
જન્મભુમિ અણહીલપુર પાટણ, રાજનગર રહેનાર;
જૈનશાલામાં જૈનઅધ્યાપક, મહાવીર પ્રભુ આધાર. ભવિક. ॥૧૦॥
દોષ સકલ શીવસુત કેશવના, સંઘ ક્ષમા કરનાર;
શ્રીગુરૂવર ગુણગાવતાં સુણતાં, મંગલ સુખ મળનાર. ભવિક. ॥૧૧॥

॥ ઇતિ શુભં ભૂયાત. ॥

# ॥ અથ શ્રી આરાધનાનું સ્તવન પ્રારંભ. ॥



દોહા ॥ સકલ સિદ્ધિ દાયક સદા, ચોવીસે જિનરાય; સહુ ગુરૂ સ્વામીની સરસતી, પ્રેમે પ્રણમું પાય ॥ ૧ ॥ ત્રિભુવન પતિ ત્રિશલા તણો, નંદન ગુણ ગંભીર; શાસન નાયક જગ જયો, વર્દ્ધમાન વડવીર ॥૨॥ એક દિન વીર જીણંદને, ચરણે કરી પ્રણામ ॥ ભવિક જીવના હિત ભણી, પૂછે ગોતમ સ્વામ ॥ ૩ ॥ મુક્તિ મારગ આરાધીયે, કહો કેણી પેરે અરિહંત ॥ સુધા સરસ તવ વચનરસ, ભાંખે શ્રી ભગવંત ॥ ૪ ॥ અતિચાર આલોઇએ, વ્રત ધરિયે ગુરૂ શાખ ॥ જીવ ખમાવો સયલ જે, યોનિ ચોરાસી લાખ ॥ ૫ ॥ વિધિશું વલી વોસરાવિયે, પાપસ્થાન અઢાર ॥ ચાર શરણ નિત્ય અનુસરો, નિંદો દુરિત આચાર ॥ ૬ ॥ શુભ કરણી અનુમોદિયે, ભાવ ભલો મન આણી ॥ અણસણ અવસર આદરી, નવ પદ જપો સુજાણ ॥ ૭ ॥ શુભગતિ આરાધન તણા, એ છે દશ અધિકાર ॥ ચિત્ત આણીને આદરો, જીમ પામો ભવપાર ॥ ॥ ૮ ॥ ઇતિ ॥

## ઢાળ ૧ લી.

જ્ઞાન દરિસણ ચારિત્ર તપ વીરજ, એ પાંચે આચાર ॥ એહતણા ઇહ ભવ પરભવના, આલોઇએ અતિચાર રે ॥૧॥ પ્રાણી જ્ઞાન ભણો ગુણ ખાણી ॥ વીર વદે એમ વાણીરે ॥ પ્રા૦ ॥ એ આંકણી ॥ ૧ ॥ ગુરૂ ઓલવિયે, નહીં ગુરૂ વિનયે, કાલે ધરી બહુમાન ॥ સૂત્ર અર્થ તદુભય કરી સૂધાં, ભણીયે વહી ઉપધાન રે ॥ પ્રા૦ ॥ ૨ ॥ જ્ઞાનોપગરણ પાટી પોથી, ઠવણી નોકારવાલી ॥ તેહ તણી કીધી આશાતના, જ્ઞાન ભક્તિ ન સંભાલી રે ॥ પ્રા૦ ॥ ૩ ॥ ઇત્યાદિક વિપરીતપણાથી, જ્ઞાન વિરાધ્યું જેહ ॥ આ

ભવ પરભવ વલી રે ભવોભવ ॥ મિચ્છા દુક્કડ તેહ રે ॥ ૪ ॥ પ્રાણી સમકીત હવે શુદ્ધ જાણી ॥ જિન વચને શંકા નવી કીજે, નવિ પરમત અભિલાષ ॥ સાધુ તણી નિંદા પરિહરજો, ફલ સંદેહ મ રાખ રે ॥ પ્રા૦ ॥ સ૦ ॥૫॥ મુઢપણું છંડો પરશંસા, ગુણવંતને આદરિયે ॥ સાહમ્મિમને ધર્મે કરી સ્થિરતા, ભક્તિ પ્રભાવના કરીએ રે ॥ પ્રા૦ ॥ સ૦ ॥ ૬ ॥ સંઘ ચૈત્ય પ્રાસાદ તણો જે, અવર્ણવાદ મન લેખ્યો ॥ દ્રવ્ય દેવકો જે વિણસાડયો, વિણસંતાં ઉવેખ્યો રે ॥ પ્રા૦ ॥ સ૦ ॥ ૭ ॥ ઇત્યાદિક વિપરીત પણાથી, સમકીત ખંડયું જેહ ॥ આ ભવપરભવ વળી રે ભવો ભવ, મિચ્છા દુક્કડ તેહરે ॥ પ્રા૦ ॥૮॥ ચારિત્ર હવે ચિત્ત આણી ॥ પાંચ સમિતિ ત્રણ ગુપ્તિ વિરાધી, આઠે પ્રવચન માય ॥ સાધુ તણે ધર્મે પરમાદે, અશુદ્ધ વચન મન કાય રે ॥ પ્રા૦ ॥ ચા૦ ॥ ૯ ॥ શ્રાવકને ધર્મે સામાયિક, પોસહમાં મન વાળી ॥ જે જયણા પૂર્વક જે આઠે, પ્રવચન માય ન પાલી રે ॥ પ્રા૦ ॥ ચા૦ ॥ ૧૦ ॥ ઇત્યાદિક વિપરીતપણાથી, ચારિત્ર ડહોલ્યું જેહ ॥ આ ભવ૦ ॥ મિચ્છા૦ ॥ ૧૧ ॥ પ્રા૦ ॥ ચા૦ ॥ બારે ભેદે તપ નવી કીધો, છતે યોગે નિજ શકતે ॥ ધર્મે મન વચ કાયા વીરજ, નવિ ફોરવીયું ભકતે રે ॥ પ્રા૦ ॥ ચા૦ ॥ ૧૨ ॥ તપ વીરજ આચાર એણી પેરે, વિવિધ વિરાધ્યાં જેહ ॥ આ ભ૦ ॥ મિચ્છા૦ ॥ પ્રા૦ ॥ ૧૩ ॥ ચા૦ ॥ વલીય વિશેષે ચારિત્ર કેરા, અતિચાર આલોઇયે ॥ વીરજીણેસર વયણ સુણીને, પાપ મયલ સવી ધોઇએ રે ॥ પ્રા૦ ॥ ચા૦ ॥ ૧૪ ॥

## ઢાળ ૨ જી.

પૃથિવી પાણી તેઉ, વાઉ વનસ્પતિ ॥ એ પાંચે થાવર કહ્યા એ ॥ કરિ કર્ષણ આરંભ, ક્ષેત્ર જે ખેડીયાં ॥ કૂવા તળાવ ખણાવીયા એ ॥ ૧ ॥ ઘર આરંભ અનેક, ટાંકાં ભોંયરાં ॥ મેડી માલ ચણાવીયા એ ॥ લિંપણ ગુંપણ કાજ, એણી પરે પરપરે ॥ પૃથ્વી-

કાય વિરાધીયા એ ॥ ૨ ॥ ધોયણ નાહણ પાણી, ઝીલણ અપ-
કાય ॥ છાતી ધોતી કરી દુહવ્યા એ ॥ ભાડીગર કુંભાર, લોહ
સોવનગરા ॥ ભાડભુંજા લિહાલાગરા એ ॥ ૩ ॥ તાપણ શેકણ
કાજ, વસ્ત્ર નિખારણ ॥ રંગણ રાંધણ રસવતી એ ॥ એણી પરે
કર્માદાન, પરે પરે કેલવી ॥ તેઉ વાઉ વિરાધીયા એ ॥ ૪ ॥
વાડી વન આરામ, વાવી વનસ્પતિ ॥ પાન ફુલ ફલ ચુંટીયાં એ
॥ પહોંક પાપડી શાક, શેકયાં સૂકવ્યાં ॥ છેદ્યાં છુંદ્યાં આથીયાં
એ ॥ ૫ ॥ અલસીને એરંડ, ઘાણી ઘાલીને ॥ ઘણા તિલાદિક
પીલીયા એ ॥ ઘાલી કોલુમાંહિ, પીલી શેલડી ॥ કંદમૂલ ફલ
વેચીયાં એ ॥ ૬ ॥ એમ એકેંદ્રિ જીવ, હણ્યા હણાવીયા, ॥ હ-
ણતાં જે અનુમોદિયાએ ॥ આ ભવ પરભવ જેહ ॥ વલી૦ ॥ તે
મુજ૦ ॥ ૭ ॥ કૃમી સરમીયા કીડા, ગાડર ગંડોલા ॥ ઇયલ
પોરા અલશીયાં એ ॥ વાળા જલો ચૂડેલ, વિચલિત રસતણા ॥
વલી અથાણા પ્રમુખનાં એ ॥ ૮ ॥ એમ બે ઇંદ્રિય જીવ, જે મેં
દુહવ્યા ॥ તે મુજ૦ ॥ ઉદ્દેહી જુ લીખ, માંકણ મંકોડા, ચાંચડ
કીડી કુંથુઆ એ ॥ ૯ ॥ ગદ્દહીયાં ધીમેલ, કાનખજુરડા ॥ ગીં-
ગોડા ધનેરીયાં એ ॥ એમ તે ઇંદ્રિય જીવ, જે મેં દુહવ્યા તે મુજ૦
॥ ૧૦ ॥ માખી મચ્છર ડાંસ, મસા પતંગીયાં ॥ કંસારી કોલિ-
યાવડા એ ॥ ઢીંકુણ વિછુ તીડ, ભમરા ભમરીયો, કોતાંબગ ખડ
માકડી એ ॥ ૧૧ ॥ એમ ચૌરિંદ્રિ જીવ, જે મેં દુહવ્યા ॥ તે
મુજ૦ ॥ જલમાં નાખી જાલ, જલચર દુહવ્યા ॥ વનમાં મૃગ
સંતાપીયા એ ॥ ૧૨ ॥ પીડ્યા પંખી જીવ, પાડી પાશમાં ॥
પોપટ ઘાલ્યા પાંજરે એ ॥ એમ પંચેંદ્રિય જીવ, જે મેં દુહવ્યા ॥
તે મુજ૦ ॥ ૧૩ ॥ ઇતિ ॥

## ઢાળ ૩ જી.

ક્રોધ લોભ ભય હાસ્યથીજી, બોલ્યાં વચન અસત્ય ॥ કુડ
કરી ધન પારકાંજી, લીધાં જેહ અદત્તરે ॥ જીનજી ॥ ૧ ॥ મિ-

મિચ્છાદુક્કડ આજ ॥ તુમ સાખે મહારાજરે ॥ જીનજી૦ ॥ દેઇ સારૂં કાજરે ॥ જીનજી૦ ॥ મિ૦ એ આંકણી ॥ દેવ મનુજ તિર્યંચનાંજી, મૈથુન સેવ્યાં જેહ ॥ વિષયારસ લંપટ પણેજી, ઘણું વિડંબ્યો દેહ રે ॥ જીનજી૦ ॥ મિ૦ ॥ ૨ ॥ પરિગ્રહની મમતા કરીજી, ભવ ભવ મેલી આથ ॥ જે જીહાંની તે તીહાં રહીજી, કોઇ ન આવી સાથ રે ॥ જીનજી૦ ॥ મિ૦ ॥ ૩ ॥ રયણી ભોજન જે કર્યાંજી, કીધાં ભક્ષ્ય અભક્ષ્ય ॥ રસના રસની લાલચેજી, પાપ કર્યાં પ્રત્યક્ષ રે ॥ જી૦ ॥ ૪ ॥ મિ૦ ॥ વ્રત લેઈ વિસારીયાંજી, વલી ભાગ્યાં પચ્ચખ્ખાણ ॥ કપટ હેતુ કિરિયા કરીજી, કીધાં આપ વખાણ રે ॥ જી૦ ॥ ૫ ॥ મિ૦ ॥ ત્રણ ઢાલ આઠે દુહેજી, આલોયા અતિચાર ॥ શિવગતિ આરાધન તણોજી, એ પેહેલો અધિકાર રે ॥ જીનજી૦ ॥ ૬ ॥ મિ૦ ॥ ઇતિ ॥

## ઢાળ ૪ થી.

॥ પંચ મહાવ્રત આદરો ॥ સાહેલડી રે ॥ અથવા લ્યો વ્રત બાર તો ॥ યથા શક્તિ વ્રત આદરી ॥ સાહેલડી રે ॥ પાલો નિરતિચાર તો ॥ ૧ ॥ વ્રત લીધાં સંભારીએ ॥ સા૦ ॥ હિયડે ધરી વિચાર તો ॥ શિવગતિ આરાધન તણો ॥ સા૦ ॥ એ બીજો અધિકાર તો ॥ ૨ ॥ જીવ સવે ખમાવીએ ॥ સા૦ ॥ યોની ચોરાસી લાખ તો ॥ મન શુદ્ધે કરી ખામણાં ॥ સા૦ ॥ કોઇશું રોશ ન રાખતો ॥ ૩ ॥ સર્વ મિત્ર કરી ચિંતવો ॥ સા૦ ॥ કોઇ ન જાણો શત્રુ તો ॥ રાગદ્વેષ એમ પરિહરો ॥ સા૦ ॥ કીજે જન્મ પવિત્ર તો ॥ ૪ ॥ સાહમ્મિ સંઘ ખમાવિયે ॥ સા૦ ॥ જે ઉપની અપ્રીતિ તો ॥ સજજન કુટુંબ કરી ખામણાં ॥ સા૦ ॥ એ જીન શાસન રીતિ તો ॥ ૫ ॥ ખમીએ અને ખમાવીએ ॥ સા૦ ॥ એહજ ધર્મનો સાર તો ॥ શીવગતિ આરાધન તણો ॥ સા૦ ॥ એ ત્રીજો અધિકાર તો ॥ ૬ ॥ મૃષાવાદ હિંસા ચોરી ॥ સા૦ ॥ ધન મૂર્છા મેહુન તો ॥ ક્રોધ માન માયા તૃષ્ણા ॥ સા૦ ॥ પ્રેમ

દ્વેષ પૈશુન્ય તો ॥ ૭ ॥ નિંદા કલહ ન કીજીએ ॥ સા૦ ॥ કુડાં ન દીજે આલ તો ॥ રતિ અરતિ મિથ્યા તજો ॥ સા૦ ॥ માયા મોસ જંજાળતો ॥ ૮ ॥ ત્રિવિધ ત્રિવિધ વોસરાવિયે ॥ સા૦ ॥ પાપસ્થાન અઢાર તો ॥ શિવ ગતિ આરાધન તણો ॥ સા૦ ॥ એ ચોથો અધિકાર તો ॥ ૯ ॥ ઇતિ ॥

## ઢાળ ૫ મી.

જન્મ જરા મરણે કરી એ, એ સંસાર અસાર તો ॥ કર્યાં કર્મ સહુ અનુભવે એ, કોઈ ન રાખણ હાર તો ॥ ૧ ॥ શરણ એક અરિહંતનું એ, શરણ સિદ્ધ ભગવંત તો ॥ શરણ ધર્મ શ્રી જૈનનો એ, સાધુ શરણ ગુણવંત તો ॥ ૨ ॥ અવર મોહ સવિ પરહરિ એ, ચાર શરણ ચિત્ત ધાર તો ॥ શિવગતિ આરાધન તણો એ, એ પાંચમો અધિકાર તો ॥ ૩ ॥ આ ભવ પરભવ જે કર્યાં એ, પાપ કર્મ કેઇ લાખ તો ॥ આત્મ સાખે નિંદીએ એ, પડિક્કમિએં ગુરૂ શાખ તો ॥ ૪ ॥ મિથ્યામતિ વર્ત્તાવીયાં એ, જે ભાખ્યાં ઉત્સુત્ર તો ॥ કુમતિ કદાગ્રહને વશે એ, વલી ઉત્થાપ્યાં સૂત્ર તો ॥ ૫ ॥ ઘડ્યાં ઘડાવ્યાં જે ઘણાં એ, ઘંટી હલ હથિયાર તો ॥ ભવભવ મેલી મૂકીયાં એ, કરતાં જીવ સંહારતો ॥ ૬ ॥ પાપ કરીને પોષીયા એ, જન્મ જન્મ પરિવાર તો ॥ જન્માંતર પહોતા પછી એ, કોઇ ન કીધી સાર તો ॥ ૭ ॥ આભવ પરભવ જે કર્યાં એ, એમ અધિકરણ અનેક તો ॥ ત્રિવિધ ત્રિવિધ વોસિરાવિયે એ, આણી હૃદય વિવેક તો ॥ ૮ ॥ દુઃકૃત નિંદા એમ કરી એ, પાપ કર્યાં પરિહાર તો ॥ શિવ ગતિ આરાધન તણો એ ॥ એ છઠ્ઠો અધિકાર તો ॥ ૯ ॥ ઇતિ ॥

## ઢાળ ૬ ઠ્ઠી.

ધન્ય ધન્ય તે દિન માહરો, જીહાં કીધો ધર્મ ॥ દાન શીયલ તપ આદરી, ટાલ્યાં દુષ્કર્મ ॥ ૧ ॥ ધન્ય૦ ॥ સત્રુંજાદિક તીર્થની,

જે કીધી યાત્ર ॥ યુગતે જીનવર પૂજીયા, વળી પોખ્યાં પાત્ર ॥ ધ૦ ॥ ૨ ॥ પુસ્તક જ્ઞાન લખાવીયાં, જીનહર જીન ચૈત્ય ॥ સંઘ ચતુર્વિધ સાચવ્યા, એ સાતે ક્ષેત્ર ॥ ધન્ય૦ ॥ ૩ ॥ પડિક્કમણાં સુપરે કર્યાં, અનુકંપા દાન ॥ સાધુ સુરિ ઉવજ્ઝાયને દીધાં બહુમાન ॥ ધ૦ ॥ ૪ ॥ ધર્મકારજ અનુમોદિયે, ઇમ વારંવાર ॥ શિવગતિ આરાધન તણો, સાતમો અધિકાર ॥ ધ૦ ॥ ૫ ॥ ભાવ ભલો મન આણીયે, ચિત્ત આણી ઠામ ॥ સમતા ભાવે ભાવિયે, એ આતમરામ ॥ ધ૦ ॥ ૬ ॥ સુખ દુઃખ કારણ જીવને, કોઇ અવર ન હોય, ॥ કર્મ આપ જે આચર્યાં, ભોગવીયે સોય ॥ ધ૦ ॥ ૭ ॥ સમતાવિણ જે અનુસરે, પ્રાણી પુણ્ય કામ ॥ છાર ઉપર તે લીંપણું, જાંખર ચિત્રામ ॥ ધ૦ ॥ ૮ ॥ ભાવ ભલીપરે ભાવિયે, એ ધર્મનો સાર ॥ શિવગતિ આરાધન તણો, એ આઠમો અધિકાર ॥ ધ૦ ॥ ૯ ॥ ઇતિ ॥

## ઢાળ ૭ મી.

હવે અવસર જાણી, કરિયે સંલેષણ સાર ॥ અણસણ આદરિયેં, પચખ્ખી ચારે આહાર ॥ લલુતા સવિ મુકી. છાંડી મમતા અંગ ॥ એ આતમ ખેલે, સમતા જ્ઞાન તરંગ ॥ ૧ ॥ ગતિ ચારે કીધા, આહાર અનંત નિઃશંક ॥ પણ તૃપ્તિ ન પામ્યો, જીવ લાલચિયો રંક ॥ દુલહો એ વળી વલી, અણસણનો પરિણામ ॥ એથી પામી જે, શિવપદ સુરપદ ઠામ ॥ ૨ ॥ ધન ધન્ના શાલિભદ્ર, ખંધો મેઘ કુમાર ॥ અણસણ આરાધી, પામ્યા ભવનો પાર ॥ શિવ મંદિર જાશે, કરી એક અવતાર ॥ આરાધન કેરો, એ નવમો અધિકાર ॥ ૩ ॥ દશમે અધિકારે. મહામંત્ર નવકાર ॥ મનથી નવિ મૂકો, શિવ સુખ ફલ સહકાર ॥ એ જપતાં જાયે, દુર્ગતિ દોષ વિકાર ॥ સુપરે એ સમરો, ચૌદ પુરવનો સાર ॥૪॥ જન્માંતર જાતાં, જો પામે નવકાર ॥ તો પાતક ગાલી પામે સુર, અવતાર ॥ એ નવપદ સરખો, મંત્ર ન કોઇ સાર ॥ ઇહ ભવને

પરભવે, સુખ સંપત્તિ દાતાર ॥ ૫ ॥ જુઓ ભીલ ભીલડી,રાજા રાણી થાય ॥ નવપદ મહિમાથી, રાજસિંહ મહારાય ॥ રાણી રતનવતી બેહુ, પામ્યાં છે સરભોગ ॥ એક ભવથી લેશે ॥ સિદ્ધિ વધ સંયોગ ॥ ૫ ॥ શ્રીમતિને એ વલી, મંત્ર ફલ્યો તતકાલ ॥ ફણિધર ફીટીને, પ્રગટ થઇ ફુલ માલ ॥ શીવ કુમરે યોગી, સોવન પુરિસો કીધ ॥ એમ એણે મંત્રે, કાજ ઘેણાનાં સીધ ॥૭॥ એ દશ અધિકારે, વીર જીણેસર ભાખ્યો ॥ આરાધન કેરો, વિધિ જેણે ચિત્તમાં રાખ્યો ॥ તેણે પાપ પખાલી, ભવભય દુરે નાંખ્યો ॥ જીન વિનય કરંતાં, સુમતિ અમૃત રસ ચાખ્યો ॥ ૮ ॥ ઇતિ

## ઢાલ ૮ મી.

॥ સિદ્ધારથ રાય કુલ તિલોએ, ત્રિશલામાત મલ્હાર તો ॥ અવનિતલે તુમે અવતરયા એ, કરવા અમ ઉપગાર ॥ ૧ ॥ જયો જીન વીરજીએ ॥ મેં અપરાધ કર્યા ઘણા એ, કેહેતાં ન લહું પાર તો ॥ તુમ ચરણે આવ્યા ભણીએ, જો તારે તો તાર ॥ ૨ ॥ જ૦ ॥ આશ કરીને આવિયો એ, તુમ ચરણે મહારાજ તો ॥ આવ્યાને ઉવેખશો એ, તો કેમ રહેશે લાજ ॥ ૩ ॥ જ૦ ॥ કર્મ અલુજણ આકરાંએ, જન્મ મરણ જંજાલ તો ॥ હું છું એહથી ઉભગ્યો એ, છોડાવો દેવ દયાલ ॥ જ૦ ॥ ૪ ॥ આજ મનોરથ મુજ ફલ્યા એ, નાઠાં દુઃખ દંદોલતો ॥ તુઠો જીન ચોવીશમો એ, પ્રગટ્યાં પુન્ય કલ્લોલ ॥ ૫ ॥ જ૦ ॥ ભવ ભવ વિનય તુમારડો એ, ભાવ ભક્તિ તુમ પાય તો ॥ દેવ દયા કરી દીજીએ એ, બોધ બીજ સુપસાય ॥ ૬ ॥ જ૦ ॥ ઇતિ ॥

## કળશ.

॥ ઇય તરણ તારણ, સુગતિ કારણ દુઃખ નિવારણ જગ જયો ॥ શ્રી વીર જીનવર, ચરણ થુણતાં, અધિક મન ઉલ્લટ થયો ॥ ૧ ॥ શ્રી વિજય દેવ, સુરિંદ પટધર, તીર્થ જંગમ ઇણ જગે ॥ તપ

ગચ્છપતિ શ્રી વિજય પ્રભ સૂરિ, સૂરિ તેજે ઝગમગે ॥ ૨ ॥ શ્રી હીરવિજય સૂરિ શિષ્ય વાચક, કીર્તિ વિજય સુરગુરૂ સમો ॥ તસ શિષ્ય વાચક વિનય વિજયે, થુણ્યો જીન ચોવીસમો ॥ ૩ ॥ સત્ત્ર સત્તર સંવત, ઓગણત્રીસે, રહી રાંદેર ચોમાસ એ ॥ વિજય દશમી વિજય કારણ, કીયો ગુણ, અભ્યાસ એ ॥ ૪ ॥ નરભવ આરાધન સિદ્ધિ સાધન, સુકૃત લીલ વિલાસ એ ॥ નિર્જરા હેતે, સ્તવન રચીયું, નામે પુણ્ય પ્રકાશ એ ॥ ૫ ॥ ઇતિ શ્રી વીર જીન આરાધનારૂપ પુણ્ય પ્રકાશ સ્તવન સંપૂર્ણમ્.



॥ અથ પંડિતશ્રી પદ્મવિજયજી કૃત ॥

# ॥ નવપદજીની પૂજા પ્રારંભ ॥

## ॥ પ્રથમ શ્રી અરિહંત પદ પૂજા પ્રારંભ ॥

### ॥ દોહા ॥

॥ શ્રુતદાયક શ્રુત દેવતા, વંદુ જિન ચોવીશ ॥ ગુણ સિદ્ધ ચક્રના ગાયતાં, જગમાં હોય જગીશ ॥ ૧ ॥ અરિહંત સિદ્ધ સૂરિનમું, પાઠક મુનિ ગુણગ્રામ ॥ દંસણનાણ ચરણ વલી, તપગુણ માંહે ઉદ્દામ ॥ ૨ ॥ ઇમ નવપદ ભક્તિ કરી, આરાધો નિત્ય મેવ ॥ જેહથી ભવ દુઃખ ઉપશમે, પામે શિવ સ્વયમેવ ॥ ૩ ॥ તે નવપદ કાંઇ વરણવું, ધરતો ભાવ ઉલ્લાસ ॥ ગુણિગુણ ગણ ગાતાં થકાં, લહિયે જ્ઞાન પ્રકાશ ॥ ૪ ॥ પ્રતિષ્ઠા કલ્પે કહી, નવપદ પુજા સાર ॥ તેણે નવપદ પુજા ભણું, કરતો ભક્તિ ઉદાર ॥ ૫ ॥

### ॥ ઢાલ પહેલી રાગ ભૈરવ ॥

॥ પ્રથમ પદ જિનપતિ, ગાઇએ ગુણતતિ ॥ પાઇયે વિપુલ ફલ સહજ આપ ॥ નામ ગોત્રજ સુણ્યાં, કર્મ મહા નિર્જર્યાં ॥

જાય ભવ સંતતિ બંધ પાપ ॥ ૧ ॥ એક વર રૂપમાં, વરણ પંચે હોયે, એક તુજ વર્ણ તે જગ ન માયો ॥ એક તિમ શ્લોકમાં વરણ બત્રીશ હોએ, એક તુજ વર્ણ કિણહી ન ગવાયો ॥૨॥ વાચ ગુણ અતિશયા, પાડિહેરા સયા, બાહ્ય પણ એ ગુણ કુણે ન ગવાયા ॥ કેવલ નાણ તહ કેવલ દંસણ, પમુહ અભયંતરા જિનપપાયા ॥ તેહ મુહ પદ્મથી કેમ કહાયા ॥ ૩ ॥

॥ દોહા ॥

॥ જિન ગુણ અનંત અનંત છે, વાચ ક્રમ મિત દીહ ॥ બુદ્ધિ રહિત શક્તિ વિકલ, કેમ કહું એકણજીહ ॥૧॥

॥ ઢાલ બીજી ॥ રાગ દેશાખ ॥

॥ ભાવ ધરી ભવિ પુજીયે, તિગ અડપણ ભેય ॥ તિમ સત્તર ભેદ કરી, પુજો ગત ખેય ॥ ભા૦ ॥ ૧ ॥ ઇગવીશ અડસય ભેદથી, જિન ભાવ સંભારી ॥ પુજો પરિગલ ભાવ શું, પ્રભુ આણાકારી ॥ ભા૦ ॥૨॥ પુજા કરતાં પુજ્યની, પુજ્ય પોતે થાવે ॥ તુઝ પદપદ્મ સેવક તિણે, અક્ષય પદ પાવે ॥ ભા૦ ॥૩॥ ॥ ઇતિ પ્રથમ શ્રી અરિહંત પદ પુજા સમાપ્તે ॥

# ॥ દ્વિતીય શ્રી સિદ્ધપદ પૂજા પ્રારંભ ॥

॥ દોહા ॥

॥ સિદ્ધ સ્વરૂપી જે થયા, કર્મ મેલ સવિ ધોય ॥ જેહ થશે ને થાય છે, સિદ્ધ નમો સહુ કોય ॥ ૭ ॥

॥ ઢાલ ત્રીજી ॥

॥ પારીરે જાતિનું ફુલ સરગથી, એ દેશી ॥

॥ નમો સિદ્ધાણં હવે પદ બીજે, જે નિજ સંપદ વરીયા ॥ જ્ઞાન દર્શન અનંત ખજાનો, અવ્યાબાધ સુખ દરિયાં કે ॥ સિદ્ધ

બુદ્ધકે સ્વામી નિજ રામીકે, હાંરે વાલા પ્રણમો નિજ ગુણ કામી રે ॥ ગુણકામી ગુણકામી ગુણવંતા, જે વચનાતીત હુઆ રે ॥૧॥ એ આંકણી ॥ ક્ષાયિક સમકિત ને અક્ષય સ્થિતિ, જેહ અરૂપી નામ ॥ અવગાહન અગુરૂલઘુ જેહની, વીર્ય અનંતનું ધામ કે ॥ સિદ્ધ૦ ॥ ૨ ॥ ઇમ અડકર્મ અભાવે અડ ગુણ, વલી ઇગતિસ કહેવાય ॥ વલી વિશેષે અનંત અનંત ગુણ, નાણ નયણ નિરખાય ॥ નિત્ય નિત્ય વંદના થાયકે ॥ સિદ્ધ૦ ॥ ૩ ॥

## ॥ દોહા ॥

॥ જિહાં નિજ એક અવગાહના, તિહાં નમું સિદ્ધ અનંત ॥ ફરસિત દેશ પ્રદેશને, અસંખ્ય ગુણા ભગવંત ॥ ૮ ॥

## ॥ ઢાલ ચોથી ॥ રાગ ફાગ ॥

॥ સિદ્ધ ભજો ભગવંત, પ્રાણી પુર્ણાનંદી ॥ સિદ્ધ૦ ॥ લોકાલોક લહે એક સમયે, સિદ્ધ વધુ વરકંત ॥ પ્રાણી૦ ॥ અજ અવિનાશી અક્ષય અજરામર, સ્વદ્રવ્યાદિકવંત ॥ પ્રાણી૦ ॥ ૧ ॥ વર્ણ ન ગંધ ન રસ નહી ફરસ ન, દીર્ઘ હ્રસ્વ ન હુંત ॥ પ્રાણી૦ ॥ નહીં સૂક્ષ્મ બાદર ગત વેદી, ત્રસ થાવર ન કહંત ॥ પ્રાણી૦ ॥ ૨ ॥ અક્રોધી અમાની, અમાયી, અલોભી, ગુણ અનંત ભદંત ॥ પ્રાણી૦ ॥ પદ્મવિજય નિત્ય સિદ્ધ સ્વામિને, લલિ લલિ લલિ પ્રણમંત ॥ પ્રાણી૦ ॥ ૩ ॥

॥ ઇતિ દ્વિતીય શ્રી સિદ્ધપદ પુજા સમાપ્ત ॥

# ॥ તૃતીય શ્રી આચાર્ય પદ પૂજા પ્રારંભ ॥

## ॥ દોહા ॥

॥ પડિમા વહે વલિ તપ કરે, ભાવના ભાવે બાર ॥ નમીયે તે આચાર્યને, પાલે પંચાચાર ॥ ૯ ॥

## ॥ ઢાલ પાંચમી ॥

॥ સંભવ જિનવર વીનતિ, એ દેશી ॥

॥ આચારજ ત્રીજે પદે, નમીયે જે ગચ્છ ધોરી રે ॥ ઇંદ્રિય તુરંગમ વશ કરે, જે લહી જ્ઞાનની દોરી રે ॥ આચા૦ ॥ ૧ ॥ શુદ્ધ પ્રરૂપક ગુણ થકી, જે જિનવર સમ ભાખ્યા રે ॥ છત્રીશ છત્રીશી ગુણે, શોભિત સમયમાં દાખ્યારે ॥ આચા૦ ॥ ૨ ॥ ઉત્કૃષ્ટા ત્રીજે ભવે, પામે અવિચલ ઠાણુરે ॥ ભાવાચારય વંદના, કરિયે થઇ સાવધાનરે ॥ આચા૦ ॥ ૩ ॥

॥ દોહા ॥

॥ નવવિધ બ્રહ્મ ગુપ્તિ ધરે, વર્જે પાપ નિયાણ ॥ વિહાર કરે નવ કલ્પ નવ, સૂરિ તત્વના જાણ ॥ ૧૦ ॥

## ॥ ઢાલ છઠી ॥ રાગ બિહાગડો ॥

॥ મુજ ઘર આવજો રે નાથ એ દેશી ॥ સત્તાવીશ ગુણ સાધુના, શોભિત જયાસ શરીર ॥ નવકોટિ શુદ્ધ આહાર લે, ઇમ ગુણ છત્રીશે ધીર ॥ ભવીજન ભાવ શું નમો આજ ॥૧॥ જિમ પામો અક્ષયરાજ ॥ ભવિ૦ ॥ એ આંકણી ॥ જે પ્રગટ કરવા અતિ નિપુણ, વર લબ્ધિ અઠાવીશ ॥ કહે અડવિધ પ્રભાવક પણુ ધરે, એ સૂરિગુણ છત્રીશ ॥ ભવિ૦ ॥ ૨ ॥ તજે ચૌદ અંતર ગ્રંથીને, પરિસહ જીતે બાવિશ ॥ કહે પદ્મ આચારય નમો, બહુ સૂરિગુણ છત્રીશ ॥ ભવિ૦ ॥ ૩ ॥

॥ ઇતિ તૃતીય શ્રી આચાર્યપદ પુજા સમાપ્ત ॥

# ॥ ચતુર્થ શ્રી ઉપાધ્યાય પદ પૂજા પ્રારંભ ॥

॥ દોહા ॥

॥ ચોથે પદ પાઠક નમું, સકલ સંઘ આધાર ॥ ભણે ભણાવે સાધુને, સમતા રસ ભંડાર ॥ ૧૧ ॥

## ॥ ઢાલ સાતમી ॥ રાગ વસંત ॥

તું તો જિન ભજ વિલંબ ન કરહો, હોરી કે ખેલઈયા એ દેશી.

॥ તું તો પાઠક પદ મન ધરહો, રંગીલે જીઉરા ॥ રાય રંક જસુ નિકટે આવે, પણ જસ નહિ નિજ પરહો ॥ રંગી૦ ॥ ૧ ॥ સારણાદિક ગચ્છ માંહે કરતાં, પણ રમતા નિજ ઘરહો ॥ રંગી૦ ॥ ૨ ॥ દ્વાદશાંગ સજઝાય કરણકું, જે નિશદિન તત્પર હો ॥ રંગી૦ ॥ ૩ ॥ એ ઉવજ્ઝાય નિર્યામક પામી, તું તો ભવસાયર સુખે તરહો ॥ રંગી૦ ॥ ૪ ॥ જે પરવાદિ મતંગજ કેરો, ન ધરે હરિ પરે ડરહો ॥ રંગી૦ ॥ ૫ ॥ ઉત્તમ ગુરૂ પદ પદ્મ સેવનથેં, પકડે શીવ વધુ કરહો ॥ રંગી૦ ॥ ૬ ॥

## ॥ દોહા ॥

॥ આચારજ મુખ આગલે, જે યુવરાજ સમાન ॥ નિદ્રા વિકથા નવી કરે, સર્વ સમય સાવધાન ॥ ૧૨ ॥

## ॥ ઢાલ આઠમી ॥

॥ જીન વચને વૈરાગીયા હો ધન્ના ॥ એ દેશી ॥

॥ નમો ઉવજ્ઝાયાણં જપો હો મિત્તા, જેહના ગુણ પચવીશ રે એકાગર ચિત્તા ॥ એ પદ ધ્યાઓ બે ॥ એ પદ ધ્યાઓ ધ્યાનમાં રે મિત્તા, મુકી રાગને રીશરે ॥ એકા૦ ॥ ૧ ॥ અંગ ઇગ્યાર પુર્વ ધરા હો મિત્તા, પરિસહ સહે બાવીશ ॥ ત્રણ ગુપ્તિ ગુપ્તા રહે હો મિત્તા, ભાવે ભાવન પચવીશરે ॥ એકા૦ ॥ ૨ ॥ અંગ ઉપાંગ સોહામણા હો મિત્તા, ધરતાં જેહ ગુણીશ ॥ ગણતાં સુખ પદ પદ્મથી હો મિત્તા, નંદી અણુયોગ જગીશરે ॥ એકા૦૩

ઇતિ ચતુર્થ શ્રી ઉપાધ્યાય પદ પુજા સમાપ્ત ॥

# ॥ પંચમ શ્રી સાધુ પદ પૂજા પ્રારંભ ॥

## ॥ દોહા ॥

॥ હવે પંચમ પદે મુનિવરા, જે નિર્મમ નિઃસંગ ॥ દિન દિન કંચનની પરે, દીસે ચઢતે રંગ ॥ ૧૩ ॥

## ॥ ઢાલ નવમી ॥ રાગ વસંત ॥

॥ મો મન ભવન વિશાલ સાંઇયાં, ઓમન ॥ એ દેશી ॥

॥ મુનિવર પરમ દયાલ ભવિયા ॥ મુનિ૦ ॥ તુમે પ્રણમોને ભાવ વિશાલ ॥ ભવિ૦ ॥ મુનિ૦ ॥ એ આંકણી ॥ કુખી સંબલ મુનિવર ભાખ્યાં, આહાર દોષ ટાલે બિયાલ ॥ ભવિ૦ ॥ મુનિ૦ ॥ બાહ્ય અભ્યંતર પરિગ્રહ છાંડી, છાંડી સવિ જંજાલ ॥ ભવિ૦ ॥ મુનિ૦ ॥૧॥ જિણે એ ઋષિનું શરણ કર્યું તિણે, પાણી પહેલી બાંધી પાલ ॥ ભવિ૦ ॥ મુનિ૦ ॥ જ્ઞાન ધ્યાન કિરિયા સાધંતા, કાઢે પુર્વનાકાલ ॥ ભવિ૦ ॥ મુનિ૦ ॥ ૨ ॥ સંયમ સત્તર પ્રકારે આરાધે, છ જીવના પ્રતિપાલ ॥ ભવિ૦ ॥ મુનિ૦ ॥ ઇમ મુનિગુણ ગાવે તે પહેરે, સિદ્ધ વધુ વરમાલ ॥ ભવિ૦ ॥ મુનિ૦ ॥ ૩ ॥

## ॥ દોહા ॥

॥ પાંચે ઇંદ્રિય વશ કરે, પાલે પંચાચાર ॥ પંચ સમિતિ સમિતા રહે, વંદુ તે અણગાર ॥ ૧૪ ॥

## ॥ ઢાલ દશમી ॥

॥ ગિરિ રાજકું સદા મેરી વંદના રે ॥ એ દેશી ॥

॥ મુનિરાજકું સદા મોરી વંદનારે ॥ મુનિ૦ ॥ ભોગ વમ્યા તે મનશું ન ઇચ્છે, નાગ જ્યું હોય અગંધના રે ॥ મુનિ૦ ॥ પરિસહ ઉપસર્ગે સ્થિર રહેવે, મેરૂ પરે નિકંપનારે ॥ મુનિ૦ ॥૧॥

ઇચ્છા મિચ્છા આવસિયા નિસિહિયા, તહકારને વલિ છંદના રે ॥ મુનિ૦ ॥ પૃચ્છા પ્રતિ પૃચ્છા ઉપસંપદા, સામાચારી નિમંતણા રે ॥ મુનિ૦ ॥ ૨ ॥ એ દશવિધ સામાચારી પાલે, કહે પદ્મ લેઉં તસ ભામણા રે ॥ મુનિ૦ ॥ એ ઋષિરાજ વંદનથી હોવે, ભવ ભવ પાપ નિકંદનારે ॥ મુનિ૦ ॥ ૩ ॥

॥ ઇતિ પંચમ શ્રી સાધુપદ પુજા સમાપ્ત ॥

# ॥ ષષ્ટ શ્રી દર્શન પદ પૂજા પ્રારંભ ॥

## ॥ દોહા ॥

॥ સમકિત વિણ નવ પુરવી, અજ્ઞાની કહેવાય ॥ સમકિત વિણ સંસારમાં, અરહો પરહો અથડાય ॥ ૧૫ ॥

## ॥ ઢાલ અગ્યારમી ॥ રાગ સારંગ ॥

॥ પ્રભુ નિર્મલ દર્શન કીજીયે ॥ એ આંકણી ॥ આતમ જ્ઞાનકો અનુભવ દર્શન, સરસ સુધારસ પીજીયે ॥ પ્રભુ૦ ॥ ૧ ॥ જસ અનુભવ અનંત પરિયટ્ટા, ભવ સંસાર સહુ છીજીયે ॥ પ્રભુ૦ ॥ ભિન્ન મુહૂર્ત્ત દર્શન ફરસનથે, અર્દ્ધ પરિયટ્ટે સીઝીયે ॥ પ્રભુ૦ ॥ ૨ ॥ જેહથી હોવે દેવ ગુરૂ પુનિ, ધર્મ રંગ અટ્ઠ મિજીયે, ॥ પ્રભુ૦ ॥ ઇસ્યો ઉત્તમ દર્શન પામી, પદ્મ કહે શિવ લીજીયે ॥ પ્રભુ૦ ॥ ૩ ॥

## ॥ દુહા ॥

॥ સમકિત અડ પવયણ ધણી, પણ જ્ઞાની કહેવાય ॥ અર્દ્ધ પુદ્ગલ પરાવર્ત્તમાં, સકલ કર્મ મલ જાય ॥ ૧૬ ॥

## ॥ ઢાલ બારમી ॥

॥ ધન્ય ધન્ય સંપ્રતિ સાચો રાજા ॥ એ દેશી ॥

॥ સમ્યગ્ દર્શન પદ તુમે પ્રણમો, જે નિજ ગુર ગુણ હોયરે

॥ ચારિત્ર વિણુ લહે શાશ્વત પદવી, સમકિત વાણુ નહિ કોય રે ॥ સમ૦ ॥ ૧ ॥ સદ્દહણા ચઉ લક્ષણ દુષણ, ભુષણ પંચ વિચારેરે ॥ જયણા ભાવણ ઠાણ આગારા, ષટ્ ષટ્ તાસ પ્રકારેરે ॥ સમ્ય૦ ॥ ૨ ॥ શુધ્ધિ લિંગ ત્રણ આઠ પ્રભાવક, દશવિધ વિનય ઉદારેરે ॥ ઇમ સડસઠ્ઠ ભેદે અલંકરિયો, સમકિત શુધ્ધ આચારો રે ॥ સમ્ય૦ ॥ ૩ ॥ કેવલી નિરખીત સૂક્ષ્મ અરૂપી, તે જેહને ચિત્ત વસીયો રે ॥ જિન ઉત્તમ પદ પદ્મની સેવા, કરતામાં ઘણું રસિયો રે ॥ સમ્ય૦ ॥ ૪ ॥

॥ ઇતિ ષષ્ઠ શ્રી દર્શનપદ પુજા સમાપ્ત ॥

# ॥ સપ્તમ શ્રી જ્ઞાન પદ પૂજા પ્રારંભ ॥

## ॥ દોહા ॥

॥ નાણ સ્વભાવ જે જીવનો, સ્વપર પ્રકાશક તેહ ॥ તેહ નાણ દીપક સમું, પ્રણમો ધર્મ સનેહ ॥ ૧૭ ॥

## ॥ ઢાલ તેરમી ॥ નારાયણાની દેશી ॥

॥ જિમ મધુકર મનમાલતીરે ॥ એ દેશી ॥

॥ નાણ પદારાધન કરોરે, જેમ લહો નિર્મલ નાણરે, ભવિક જન ॥ શ્રધ્ધાપણ થિરતો રહેરે, જો નવ તત્વ વિનાણરે ॥ ભવિ૦ ॥ નાણ૦ ॥ ૧ ॥ અજ્ઞાની કરશે કિશ્યું રે, શું લહેશે પુણ્ય પાપ રે ॥ ભવિ૦ ॥ પુણ્ય પાપ નાણી લહેરે, કરે નિજ નિર્મલ આપ રે ॥ ભવિ૦ ॥ નાણ૦ ॥ ૨ ॥ પ્રથમ જ્ઞાન પછી દયારે, દશ વૈકાલિક વાણીરે ॥ ભવિ૦ ॥ ભેદ એકાવન તેહનારે સમજો ચતુર સુજાણરે ॥ ભવિ૦ ॥ નાણ૦ ॥ ૩ ॥

## ॥ દોહા ॥

॥ બહુ કોડયો વરસે ખપે, કર્મ અજ્ઞાને જેહ ॥ જ્ઞાની શ્વાસોચ્છ્વાસમાં, કર્મ ખપાવે તેહ ॥ ૧૮ ॥

॥ ઢાલ ચૌદમી ॥

॥ હોમત વાલે સાજનાં, એ દેશી ॥

॥ નાણ નમો પદ સાતમે, જેહથી જાણે દ્રવ્યભાવ ॥ મેરે લાલ ॥ જાણે જ્ઞાન ક્રિયા વલી, તિમ ચેતનને જડભાવ ॥ મેરે૦ ॥ નાણ૦ ॥ ૧ ॥ નરગ સરગ જાણે વલી, જાણે વલિ મોક્ષ સંસાર ॥ મેરે૦ ॥ હેય જ્ઞેય ઉપાદેય લહે, નિશ્ચય ને વ્યવહાર ॥ મેરે૦ ॥ નાણ૦ ॥ ૨ ॥ નામ ઠવણ દ્રવ્યભાવ જે, વલિ સગનયને સમભંગ ॥ મેરે૦ ॥ જિન મુખ પદ્મ દ્રહ થકી, લહો જ્ઞાન પ્રવાહ સુગંગ ॥ મેરે૦ ॥ નાણ૦ ॥ ૩ ॥

॥ ઇતિ સપ્તમ શ્રી જ્ઞાનપદ પુજા સમાપ્ત ॥

# ॥ અષ્ટમ શ્રી ચારિત્ર પદ પૂજા પ્રારંભ ॥

॥ દોહા ॥

॥ ચારિત્ર ધર્મ નમો હવે, જે કરે કર્મ નિરોધ ॥ ચારિત્ર ધર્મ જસ મન વર્યો, સફલો તસ અવબોધ ॥ ૧૭ ॥

॥ ઢાલ પંદરમી ॥

॥ ઢુક અને તોડા વચેરે, મેંદી કેરો છોડ, મેંદી રંગ લાગ્યો ॥ એ દેશી ॥

॥ ચારિત્ર પદ નમો આઠમે રે, જેહથી ભવ ભય જાય ॥ સંયમ રંગ લાગ્યો ॥ સત્તર ભેદ છે જેહનારે, સીતેર ભેદ પણ થાય ॥ સંયમ૦ ॥ ૧ ॥ સમિતિ ગુપ્તિ મહાવ્રત વલીરે, દશ ખંત્યાદિક ધર્મ ॥ સંયમ૦ ॥ નાણ કારય વિરતિય છેરે, અનુપમ સમતા શર્મ ॥ સંયમ૦ ॥ ૨ ॥ બાર કષાય ક્ષય ઉપશમેરે, સર્વ વિરતિ ગુણઠાણ ॥ સંયમ૦ ॥ સંયમ ઠાણ અસંખ્ય છેરે, પ્રણમો ભવિક સુજાણ ॥ સંયમ૦ ॥ ૩ ॥

॥ દોહા ॥

॥ હરિકેશી મુનિ રાજીયો, ઉપન્યો કુલ ચંડાલ ॥ પણ નિત્ય સુર સેવા કરે, ચારિત્ર ગુણ અસરાલ ॥ ૨૦ ॥

॥ ઢાલ સોલમી ॥

॥ સાહિબ કબ મિલે, સસનેહી પ્યારે હો સા૦ ॥ એ દેશી ॥

॥ સંયમ કબ મિલે, સસનેહી પ્યારે હો ॥ સં૦ ॥ એ આંકણી ॥ યું સમકિત ગુણ ઠાણ ગવ્હારા, આતમસેં કરત બિચારા હો ॥ સં૦ ॥ ૧ ॥ દોશ બહેંતાલીશ શુદ્ધ આહારા, નવકલ્પી ઉગ્ર વિહારા હો ॥ સં૦ ॥ સહસ તેવીશ દોષ રહિત નિહારા, આવશ્યક દોય વારા હો ॥ સં૦ ॥૩॥ પરિસહ સહનાદિક પરકારા, એમ વહે વ્યવહારા હો ॥ સં૦ ॥ ૪ ॥ નિશ્ચય નિજ ગુણ વરણ ઉદારા, લહત ઉત્તમ ભવપારા હો ॥ સં૦ ॥ ૫ ॥ ઓહાદિક પરભાવસે ન્યારા, દુગ નય સંયુત સારા હો ॥ સં૦ ॥ ૬ ॥ પદ્મ કહે ઇમ સુણી ઉજમાલા, લહે શિવ વધુ વરહારા હો ॥ સં૦ ॥ ૭ ॥

॥ ઇતિ અષ્ટમ શ્રી ચારિત્રપદ પુજા સમાપ્ત ॥

# ॥ નવમ શ્રી તપઃ પદ પૂજા પ્રારંભ ॥

॥ દોહા ॥

॥ દ્રઢ પ્રહારી હત્યા કરી, કીધાં કર્મ અઘોર ॥ તોપણ તપના પ્રભાવથી, કાઢયાં કર્મ કઠોર ॥ ૨૧ ॥

॥ ઢાલ સત્તરમી ॥

॥ પુરૂષોત્તમ સમતા છે તાહરા ઘટમાં ॥ એ દેશી ॥

॥ તપ કરિયે સમતા રાખી ઘટમાં ॥ તપ૦ ॥ તપ કરવાલ કરાલ લે કરમાં, લડીએ કર્મ અરિભટમાં ॥ તપ૦ ॥ ૧ ॥ ખા-

વત પીવત મોક્ષ જે માને, તે સિરદાર બહુ જટમાં ॥ તપ૦ ॥૨॥ એક અચિરજ પ્રતિશ્રોતે તરતાં, આવે ભવસાયર તટમાં ॥ તપ૦ ॥ ૩ ॥ કાલ અનાદિકો કર્મ સંગતિથેં, જીઉ પડીયો જ્યું ખટપટમાં ॥ તપ૦ ॥ ૪ ॥ તાસ વિયોગ કરણ એ કરણં, જેણે નવિ ભમીયે ભવ તટમાં ॥ તપ૦ ॥ ૫ ॥ હોયે પુરાણ તે કર્મ નિર્જરે એ સમ નહિ સાધન ઘટમાં ॥ તપ૦ ॥ ૬ ॥ ધ્યાન તપે સવિ કર્મ જલાઇ, શિવ વધુ વરિયે ઝટપટમાં ॥ તપ૦ ॥ ૭ ॥

## ॥ દોહા ॥

॥ વિઘ્ન ટલે તપ ગુણ થકી, તપથી જાય વિકાર ॥ પ્રશંસ્યો તપ ગુણ થકી, વીરે ધન્નો અણગાર ॥ ૨૨ ॥

## ॥ ઢાલ અઢારમી ॥

॥ સચ્ચા સાંઇહો, ડંકા જોર બજાયા હો ॥ એ દેશી ॥

॥ તપસ્યા કરતાં હો ડંકા જોર બજાયા હો, એ આંકણી ॥ ઉજમણાં તપ કેરાં કરતાં, શાસન સોહ ચઢાયા હો ॥ વીર્ય ઉલ્લાસ વધે તેણે કારણ, કર્મ નિર્જરા પાયા ॥ તપ૦ ॥ ૧ ॥ અડસિદ્ધિ અણિમા લઘિમાદિક, તિમ લદ્ધિ અડવીસાહો ॥ વિષ્ણુકુમારાદિક પરે જગમાં, પામત જયત જગીશા ॥ તપ૦ ॥ ૨ ॥ ગોતમ અષ્ટાપદ ગિરિ ચઢિયા, તાપસ આહાર કરાયા હો ॥ જે તપ કર્મ નિકાચિત તપવે, ક્ષમા સહિત મુનિરાયા ॥ તપ૦ ॥ ૩ ॥ સાડાબાર વર્ષ જિન ઉત્તમ, વીરજી ભુમિ ન ઠાયા હો ॥ ઘોર તપે કેવલ લહ્યા તેહના, પદ્મવિજય નમે પાયા ॥ તપ૦ ॥ ૪ ॥ ઇતિ નવમ શ્રી તપ પદ પુજા સમાપ્ત ॥

## ॥ કલશ ॥ રાગ ધન્યાશ્રી ॥

॥ આજ માહારે ત્રિભુવન સાહેબ ત્રૂઠો, અનુભવ અમૃત વુઠો ॥ ગુણિ અનુયાયી ચેતના કરતાં, કિશું ય કરે મોહ રૂઠો ॥ ભવિ પ્રાણી હો ॥ આજ૦ ॥ ૧ ॥ એ નવ પદનું ધ્યાન ધરંતાં, નવ

નિધિ રૂદ્ધિ ઘરે આવે ॥ નવય નિયાણાનો ત્યાગ કરીને, નવક્ષાયિક પદ પાવે ॥ ભવિ૦ ॥ આજ૦ ॥ ૨ ॥ વિજયસિંહ સૂરી શિષ્ય અનુપમ, ગીતારથ ગુણ રાગી ॥ સત્યવિજય તસ શિષ્ય વિબુધવર, કપુરવિજય વડભાગી ॥ ભવિ૦ ॥ આજ૦ ॥ ૩ ॥ તાસ શિષ્ય શ્રી ખિમાવિજયવર, જિનવિજય પન્યાસ ॥ શ્રી ગુરૂ ઉત્તમ વિજય સુશિષ્યો, શાસ્ત્રાભ્યાસ વિલાસ ॥ ભવિ૦ ॥ આજ૦ ॥ ૪ ॥ ગજવન્હિમદચંદ્ર ( ૧૮૩૮ ) સંવત્સર, મહા વદિ બીજ ગુરૂવારે ॥ રહી ચોમાસું લીંબડી નગરે, ઉદ્યમ એહ ઉદારે ॥ ભવિ૦ ॥ આજ૦ ॥ ૫ ॥ તપ ગચ્છ વિજય ધર્મ સુરિરાજે, શાંતિ જિણંદ પસાયે ॥ શ્રી ગુરૂ ઉત્તમ ક્રમ કજ અલિ સમ, પદ્મવિજય ગુણગાયે ॥ ભવિ૦ ॥ ૬ ॥ ઇતિ કલશ ॥ ઇતિ પંડિત શ્રીપદ્મવિજયજી કૃત શ્રીનવપદ પુજા સમાપ્ત ॥ ઢાલ ૧૮ ॥



# શ્રીરત્નવિજયજીકૃત ચોવીશી.

## ॥ શ્રી ઋષભદેવનું સ્તવન ॥

॥ વેણ મ વાઇશ રે વિઠ્ઠલ વારૂ તુજને ॥ એ દેશી ॥ ઋષભ જીણેસર વંછિત પુરણ, જાણું વિશવાવીશ ॥ ઉપગારી અવનિ તલે મોટા, જેહની ચડતી જગીશ ॥ ૧ ॥ જગ ગુરૂ પ્યારો રે પુન્ય થકી મેં દીઠો ॥ મોહનગારો રે સરસ સુધાથી મીઠો ॥ એ આંકણી ॥ નાભી નંદન નજરે નીરખ્યો, પરખ્યો પુરણ ભાગ્યે ॥ નિરવિકારી મુદ્રા જેની, દીઠે અનુભવ જાગે ॥ જગ૦ ॥૨॥ આતમ સુખ ગ્રહેવાનું કારણ, દરશન જ્ઞાન ચારિત્ર ॥ તેને ભાંગે વલી મિથ્યા અજ્ઞાન, અવિરતી જેહ વિચિત્ર ॥ જગ૦ ॥ ૩ ॥ સકલ જીવ છે સુખના કામી, તે સુખ અક્ષય મોક્ષ ॥ કર્મ જનિ

સુખને દુઃખ રૂપા, સુખ તે આતમ ઝાંખ ॥ જગ૦ ॥૪॥ નિરૂપાધિક અક્ષય પદ કેવલ, અવ્યાબાધ તે થાવે ॥ પુરણાનંદ દશા ને પામે, રૂપાતીત સ્વભાવે ॥ જગ૦ ॥ ૫ ॥ અંતરજામી સ્વામી મારો, ધ્યાન રૂચીમાં લાવે ॥ જીન ઉત્તમ પદને અવલંબી, રતનવિજય ગુણ ગાવે ॥ જગ૦ ॥ ૬ ॥

# શ્રી અજિતનાથનું સ્તવન.

પ્યારી તે પિઉજીને વિનવે હો રાજ ॥ એ દેશી ॥ અજીત જીનેસર વાલહા હોરાજ, આતમનો આધાર ॥ વારી મોરા સાહીબા, શાંતી સુધારસ દેશના હો રાજ ॥ ગાજે જેમ જલધાર, વારી મોરા સાહીબા ॥ અજીત૦ ॥ ૧ ॥ ભવિજન શંસય ભાજવા હો રાજ, તાસ અભિપ્રાયનો જાણ ॥ વારી મોરા સાહિબા, મિથ્યા તિમિર ઉછેદવા હો રાજ ॥ ઉગ્યો અભિનવ ભાણ, વારી મોરા સાહીબા ॥ અજીત૦ ॥ ૨ ॥ સારથવાહ શીવ પંથનો હો રાજ, ભવોદધિ તારણહાર ॥ વારી૦ ॥ કેવલજ્ઞાન દીવાકરૂ હો રાજ ॥ ભાવ ધરમદાતાર ॥ વારી૦ ॥ અજીત૦ ॥ ૩ ॥ ક્ષાયક ભાવે ભોગવે હો રાજ, અનંત ચતુષ્ટ્ય સાર ॥ વારી૦ ॥ ધ્યેયપણે હુવે ધ્યાવતાં હો રાજ, ધ્યાયક થાએ નિસ્તાર ॥ વારી૦ ॥ અજીત૦ ॥ ૪ ॥ વસ્તુ સ્વભાવને જાણવે હો રાજ, આતમ સંપદા ઇશ ॥ વારી૦ ॥ અષ્ટ કરમના નાશથી હો રાજ, પ્રગટે ગુણ એકત્રીશ ॥ વારી૦ ॥ અજીત૦ ॥૫॥ વિજયાનંદન એમ થુણે હો રાજ, જીતશત્રુ કુલ દીનકાર ॥ વારી૦ ॥ કાંચન કાંતિ સુંદરૂં હો રાજ, ગજ લંછન સુખકાર ॥ વારી૦ ॥ અજીત૦ ॥ ૬ ॥સમેત શિખર સિદ્ધિ વર્યા હો રાજ, સહસ પુરૂષને સાથ ॥ વારી૦ ॥ ઉત્તમ ગુરૂ કૃપા લહેરથી હો રાજ, રતન થાશે સનાથ ॥ વારી૦ ॥ અજીત૦॥ ૭ ॥

# શ્રી સંભવનાથનું સ્તવન.

॥ અષ્ટાપદ ગિરિ જાત્રા કરણકું રાવણ પ્રતિહરી આયા ॥

એ દેશી ॥ સંભવ જીનવર સાહેબ સાચો, જે છે પરમ દયાલ ॥ કરૂણાનિધિ જગમાંહી મોટા, મોહન ગુણ મણીમાલ ॥ ભવિયાં ભાવ ધરીને લાલ, શ્રીજીન સેવા કીજે ॥ દુરમતિ દુર કરીને લાલ, નરભવ સફલો કીજે ॥ એ આંકણી ॥ એહ જગત ગુરૂ જુગતે સેવો, ખટકાય પ્રતિપાલ ॥ દ્રવ્ય ભાવ પરિણતિ કરી નિરમલ, પુજો થઇ ઉજમાલ ॥ ભવી૦ ॥ ૨ ॥ કેસરચંદન મૃગમદ ભેળી, અરચે જીનવર અંગ ॥ દ્રવ્ય પુજા તે ભાવનું કારણ, કીજે અનુભવ રંગ ॥ ભવિ૦ ॥ ૩ ॥ નાટક કરતાં રાવણ પામ્યો, તીર્થંકર પદ સાર ॥ દેવપાલ પ્રમુખ જીનપદ ધ્યાતાં, પ્રભુ પદ લહ્યું શ્રીકાર ॥ ભવી૦ ॥ ૪ ॥ વિતરાગ પુજાથી આતમ, પરમાતમ પદ પાવે, અજ અક્ષય સુખ જીહાં શાશ્વતાં, રૂપાતિત સ્વભાવે ॥ ભવી૦ ॥ ૫ ॥ અજર અમર અવિનાશી કહીયે, પુરણાનંદ જે પામ્યા ॥ લોકાલોક સ્વભાવ વિભાસક, ચઉગતિનાં દુઃખ વામ્યાં ॥ ભવી૦ ॥૬॥ એવા જીનનું ધ્યાન કરંતાં, લહીએ સુખ નિરવાણ ॥ જીન ઉત્તમ પદને અવલંબી, રતન લહે ગુણ ખાણ ॥ ભવી૦ ॥ ૭ ॥

## શ્રી અભિનંદનસ્વામીનું સ્તવન.

॥ શીરોહીનો સાલુ હો કસબી કોર ખરી ॥ એ દેશી॥ ચોથો જિનપતિ હો કે સેવો ચિત્ત ખરે, ગુણમણી દરિયો હો કે પરખો શુભ પરે ॥ વંછિતદાતા હો કે પ્રગટયો સુરતરૂ, મોહન સુરતિ હો કે રૂપ મનોહરૂ ॥ ૧ ॥ સુરતી સારી હો કે ભવિજન ચિત્ત વશી, મુખ પંકજ સોહે હો કે જાણો પુરણ શશી ॥ લોચન સુભગાં હો કે નિરૂપમ જગધણી, ભાવે વંદો હો કે પ્રત્યક્ષ સુરમણી ॥ ૨ ॥ જગ ઉપગારી હો કે જગ ગુરૂ જગ ત્રાતા, જસ ગુણ થુણતાં હો કે ઉપજે અતિ શાતા ॥ નામ મંત્રથી હો કે આપદા સવિ ખસે, ક્રોધાદિક અજગર હો કે તેહને નવિ ડસે ॥૩॥ પુરણાનંદ પરમેશ્વર હો કે જ્ઞાન દીવાકરૂ, ચઉગતિ ચુરણ હો કે પાપ તિમિર હરૂ ॥ સહજ વિલાસી હો કે અઠમદ શોખતાં, નિઃકારણ વચ્છલહો કે વૈરાગ પા-

ખતાં ॥ ૪ ॥ નિજદ્રવ્ય પરમેશ્વર હો કે સ્વસંપદ ભોગી, પરભાવનો ત્યાગી હો કે અનુભવ ગુણ જોગી ॥ અલેશીઅણાહારી હો કે ખાયક ગુણભરા, અક્ષય અનંતા હો કે અવ્યાબાધ વરા ॥ ૫ ॥ ચાર નિખેપે હો કે જે જીન ચિત ધરે, અહલહી અવલંબન હો કે પંચમ ગતિ વરે ॥ જીન ઉત્તમની હો કે સેવા જે કરે, રતન અમુલખ હો કે પામે શુભ પરે ॥૬॥

# શ્રી સુમતિનાથનું સ્તવન.

॥ મોહનગારા હો રાજરૂડા, મારા સાંભલી સુગુણા સુડા ॥ એ દેશી ॥ સુમતિ જિનેસર સાહિબોજી, સુમતિ તણો દાતાર ॥ ચઉગતિ મારગ ચુરતોજી, ગુણમણીનો ભંડાર કે ॥ જીનપતિ જુકતે લાલ જાણી વંદે જે ગુણખાણી ॥ ૧ ॥ એ આંકણી ॥ સહજાનંદી સાહેબોજી, પરમ પુરૂષ ગુણધામ ॥ અક્ષય સુખની સંપદાજી, પ્રગટે જેહને નામ કે ॥ જીનપતિ૦ ॥ ૨ ॥ નાથ નિરંજન જગધણીજી, નીરાગી ભગવાન ॥ જગ બંધવ જગ વત્સલુજી, કીજે સદંતર ધ્યાન કે ॥ જીન૦ ॥૩॥ ધ્યાન ભુવનમાં ધ્યાવતાંજી, હોવે આતમ શુદ્ધ ॥ સંવર સાધે નિર્જરાજી, અવિરતિનો કરે રૂંધ કે ॥ જીન૦ ॥ ૪ ॥ જ્ઞાનાદિ ગુણ સંપદાજી, પ્રગટે ઝાક ઝમાલ ॥ ચિદાનંદ સુખ અનુભવીજી, લેવે ગુણ મણી માલ કે ॥ જીન૦ ॥૫॥ પંચમ જીન સેવતાં થકાંજી, પાપ પંક ક્ષય જાય ॥દ્રવ્ય ભાવ ભેદે કરીજી, કારજ સઘલાં થાય કે ॥ જીન૦ ॥ ૬ ॥ મંગલાસુત સુહંકરૂજી, કુળ માંહે તિલક સમાન ॥ પંડિત ઉત્તમવિજય તણોજી, રતન ધરે તુમ ધ્યાન કે ॥ જીન૦ ॥ ૭ ॥

# શ્રી પદ્મપ્રભસ્વામીનું સ્તવન.

॥ રામચંદર કે બાગ ચંપો મોરી રહ્યોરી ॥ એ દેશી ॥ પદ્મપ્રભુ જીનરાજ, સુરનર સેવ કરેરી ॥ પુષ્ટાલંબન દેવ, સમરે દુરિત હરેરી ॥૧॥ ટાલે મિથ્યા દોષ, સમકિત પોષ કરેરી ॥ ભવિ

કુમલ પડિબોહ, દુરગતિ દુર હરેરી ॥ ૨ ॥ ત્રિગડે ત્રિભુવન સ્વામી, બેસી ધરમ કહેરી ॥ શાંતિ સુધારસ વાણ, સુણતાં તત્વગ્રહેરી ॥ ૩ ॥ ક્રોધાદિકનો ત્યાગ, સમતા સંગ સજોરી ॥ મન આણી સ્યાદ્વાદ, અવ્રતી તામ તજોરી ॥ ૪ ॥ અનુભવ ચારિત્ર ગ્યાન, જીન આણા શિર ધરોરી ॥ અક્ષય સુખનું ધ્યાન, કરી ભવજલધિ તરોરી ॥ ૫ ॥ રક્ત વરણ તનુ કાન્તિ, વરણરહિત થયોરી ॥ અજર અમર નિરૂપાધી, લોકાંતિક રહ્યોરી ॥૬॥ નિરાગી પ્રભુ સેવ, ત્રિકરણ જેહ કરેરી ॥ જિન ઉત્તમની આણ, રતન તો શિર ધરેરી ॥ ૭ ॥

# શ્રી સુપાર્શ્વનાથસ્વામીનું સ્તવન.

॥ સાહેલડીઆંની દેશી ॥ પૃથ્વી સુત પરમેસરૂ સાહેલડીઆં, સાતમો દેવ સુપાસ ગુણ વેલડીઆં ॥ ભવ ભય ભાવઠ ભંજણો ॥ સા૦ ॥ પુરતો વિશ્વની આશ ॥ ગુ૦ ॥ ૧ ॥ સુરમણી સુરતરૂ સારીખો ॥ સા૦ ॥ કામ કુંભ સમ જેહ ॥ ગુ૦ ॥ તેહથી અધિકતર તું પ્રભુ ॥ સા૦ ॥ તેહમાં નહીં સંદેહ ॥ ગુ૦ ॥ ૨ ॥ નામ ગોત્ર જસ સાંભલે ॥ સા૦ ॥ મહા નીર્જરા થાય ॥ ગુ૦ ॥ રસના પાવન સ્તવન થકી ॥ સા૦ ॥ ભવ ભવનાં દુઃખ જાય ॥ ગુ૦ ॥ ॥ ૩ ॥ વિષય કષાયે જે રતા ॥ સા૦ ॥ હરિહરાદિ દેવ ॥ ગુ૦॥ તેહ ચિત્ત માંહિ નવિ ધરૂ ॥ સા૦ ॥ ન કરૂં તેહની સેવ ॥ ગુ૦ ॥ ૪ ॥ પરમ પુરૂષ પરમાતમા ॥ સા૦ ॥ પરમાનંદ સ્વરૂપ ॥ ગુ૦ ॥ ધ્યાન ભુવનમાં ધરતાં થકાં ॥ સા૦ ॥ પ્રગટે સહજ સ્વરૂપ ॥ ગુ૦ ॥ ૫ ॥ તૃષ્ણા તાપ સમાવતો ॥ સા૦ ॥ શીતલતાયે ચંદ ॥ ગુ૦ ॥ તેજે દીન મણી ઝીપતો ॥ સા૦ ॥ ઉપશમ રસનો કંદ ॥ ગુ૦ ॥ ૬ ॥ કંચન કાન્તિ સુંદરૂ ॥ સા૦ ॥ કાન્તિરહિત કીરપાલ ॥ ગુ૦ ॥ જીન ઉત્તમ પદ સેવતાં ॥ સા૦ ॥ રતન લહે ગુણ માલ ॥ ગુ૦ ॥ ૭ ॥

# શ્રી ચંદ્રપ્રભુજીનું સ્તવન.

॥ તુમે બહુ મીત્રીરે સાહિબા ॥ એ દેશી ॥ શ્રી ચંદ્રપ્રભુ જીન સાહેબા, શરણાગત પ્રતિપાલ ॥ દરશન દુરલભ તુમ તણું, મોહન ગુણ મણીમાલ ॥ શ્રીચંદ્ર પ્રભુ જીન સાહેબા ॥૧॥ સાચો દેવ દયાળવો, સહજાનંદીનું ધામ ॥ નામે નવ નિધ સંપજે, સીઝે વાંછિત કામ ॥ શ્રી૦ ॥ ૨ ॥ ધ્યેય પણેરે ધ્યાયતા, ધ્યાતા ધ્યાન પરમાણુ ॥ કારજ કારણ નીપજે, એહવી આગમ વાણુ ॥ શ્રી૦ ॥ ૩ ॥ પરમાતમ પરમેસરૂ, પુરસોતમ પરધાન ॥ સેવક સુણીએ વિનતિ, કીજે આપ સમાન ॥ શ્રી૦ ॥ ૪ ॥ શ્રદ્ધા ભાસન રમણતા, આણી અનુભવ અંગ ॥ નિરાગીશુંરે નેહલો, હોયે અચલ અભંગ ॥ શ્રી૦ ॥ ૫ ॥ ચંદ્રપ્રભુ જીન ચિત્તથી, મુકું નહીં જીનરાજ ॥ મુજ તનુ ઘર માંહે ખેંચીઓ, ભક્તે મેં સાતરાજ ॥ શ્રી૦ ॥ ૬ ॥ ગુણ નિધિ ગરિબ નિવાજ છો, કરૂણાનિધિ કીરપાલ ॥ ઉત્તમવિજય કવિ રાજનો, રતન લહે ગુણમાળ ॥ શ્રી૦ ॥ ૭ ॥

# શ્રી સુવિધિનાથજીન સ્તવન.

॥ અરણિક મુનિવર ચાલ્યા ગોચરી ॥ એ રાગ ॥ સુવિધિ જીનેસર સાહેબ સાંભલો, તુમે છો ચતુર સુજાણોજી ॥ સાહેબ સનમુખ નજરે જોયતાં, વાધે સેવક વાનોજી ॥ સુવિધિ૦ ॥ ૧ ॥ ભવ મંડપમાં રે ભમતાં જગગુરૂ, કાલ અનાદિ અનંતોજી ॥ જનમ મરણનાં તે દુઃખ આકરાં, હજીઅ ન આવ્યો અંતોજી ॥ સુવિધિ૦ ॥ ૨ ॥ છેદન ભેદન વેદન આકરી, ગુણનિધિ નરક મઝારેજી ॥ ખેત્ર કુંભી વૈતરણી વેદના, કથતાં નાવે પારેજી ॥ સુવિધિ૦ ॥૩॥ વિવેક રહિત વિકલપણે કરી, ન લહ્યો તત્વ વિચારેજી ॥ ગતિ તિર્યંચમાં રે પરવશ પણે કરી, સહ્યાં દુઃખ અપારેજી ॥ સુવિધિ૦ ॥ ૪ ॥ વિષયા સંગ રે રંગે રાચીઓ, બંધાણો મોહ પાસોજી

॥ અમરી સંગે સુરભવ હારીઓ, કીધા દુરગતિ વાસોજી ॥ સુવિધિ० ॥ ૫ ॥ પુન્ય મહોદય જગગુરૂ પામીઓ, ઉત્તમ નર અવતારોજી ॥ આરજ ખેત્રે રે સામગ્રી ધરમની, સદ્ગુરૂ સંગતિ સારોજી ॥ સુવિધિ० ॥ ૬ ॥ ગ્યાનાનંદેરે પુરણ પાવનો, તીરથપતિ જીનરાજોજી ॥ પુષ્ટાલંબન કરતાં જગગુરૂ, સીધ્યાં સેવક કાજોજી ॥ સુવિધિ० ॥ ૭ ॥ નામ જપંતાં રે સવિ સંપત્તિ મલે, સ્તવતાં કારજ સીધોજી ॥ જીન ઉત્તમ પદ પંકજ સેવતાં રતન લહે નવ નિધોજી ॥ સુવિધિ० ॥ ૮ ॥

## ॥ શ્રી શીતલનાથનું સ્તવન ॥

॥ દેશી લલનાની ॥ એ દેશી ॥ શીતલ જીનપતિ સેવીએ, દશમો દેવ દયાલ લલના ॥ શિતલ નામ છે જેહનું, શરણાગત પ્રતિપાલ લલના ॥ શીતલ० ॥ ૧ ॥ બાહ્ય અભ્યંતર શીતળું, પાવન પુરણાનંદ લલના ॥ પ્રગટ પંચ કલ્યાણકે, સેવે સુરનર વૃંદ લલના ॥ શીતલ० ॥ ૨ ॥ વાણી સુધારસ જલનિધિ, વરસે જયું જલધાર લલના ॥ ત્રિગડે ચઉમુખ દેશના, કરવા ભવિ ઉપગાર લલના ॥ શીતલ० ॥ ૩ ॥ મિથ્યા તિમિર ઉચ્છેદવા, તીવ્ર તરણી સમાન લલના ॥ સમકિત પોષ કરે સદા, આપે વાંછિત દાન લલના ॥ શીતલ० ॥ ૪ ॥ અઘમોચન અલવેસરૂ, મુજ મન સરોવર હંસ લલના ॥ અવિલંબન ભવ સ્તવરે, દેવ માનું અવતંસ લલના ॥ શીતલ० ॥ ૫ ॥ અષ્ટાદશ દોષે કરી, રહિત થયો જગદીશ લલના ॥ જોગીશ્વર પણ જેહનાં, ધ્યાન ધરે નિશદીશ લલના ॥ શીતલ० ॥ ૬ ॥ ધ્યાન ભુવનમાં ધ્યાઇએ, તો હોએ કારજ સિદ્ધ લલના ॥ અનુભવે આતમ સંપદા, પ્રગટે આતમ ઋદ્ધ લલના ॥ શી० ॥ ૭ ॥ કોડ ગમે સેવા જેહની, દેવ કરે કરજોડ લલના ॥ તે નિર્જરાનું ફલ લહે, કુણ કરે જેહની હોડ લલના ॥ શીતલ० ॥ ૮ ॥ જીન ઉત્તમ

અવલંબને, પગ પગ ઋદ્ધિ રસાળ લલના ॥ રતન અમુલખ તે લહે પામે મંગળ માળ ॥ લલના ॥ શીતલ૦ ॥ ૯ ॥

# ॥ શ્રી શ્રેયાંસનાથનું સ્તવન ॥

॥ મહાવિદેહ ક્ષેત્ર સોહામણું ॥ એ દેશી ॥ શ્રી શ્રેયાંસ જીણંદની, સુરતી સુંદર દેખ લાલરે ॥ રૂપ અનુત્તર સુરથકી, અધિક ગુણો તે પેખ લાલરે ॥ શ્રી૦ ॥ ૧ ॥ અંગના અંકે ધરે નહીં, હાથે નહીં કરવાલ લાલરે ॥ વિકારે વરજીત જેહને, મુદ્રા અતિહીં રસાળ લાલરે ॥ શ્રી૦ ॥ ૨ ॥ વાણી સુધારસ સારખી, દેશના દીએ જલધાર લાલરે ॥ ભવદવ તાપ સમાવકું, ત્રિભુવન જન આધાર લાલરે ॥ શ્રી૦ ॥ ૩ ॥ મિથ્યા તિમિર વિનાશ તો, કરતો સમકિત પોષ લાલરે ॥ જ્ઞાન દીવાકર દીપતો, વરજીત સઘલા દોષ લાલરે ॥ શ્રી૦ ॥ ૪ ॥ પરમાતમ પ્રભુ સમરતાં, લહીએ પદ નિરવાણ લાલરે ॥ પામે દ્રવ્ય ભાવ સંપદા, એવી આગમ વાણ લાલરે ॥ શ્રી૦ ॥ ૫ ॥ જૈનાગમથી જાણીયું, વિગતી જગ ગુરૂદેવ લાલરે ॥ કીરપા કરી મુજ દીજીએ, માગુ તુમ પદ સેવ લાલરે ॥ શ્રી૦ ॥ ૬ ॥ તુમ દરસનથી પામીઉં, ગુણનિધિ આનંદપુર લાલરે ॥ આજ મહોદય મેં લહ્યો, દુઃખ ગયાં સવિ દુર લાલરે ॥ શ્રી૦ ॥ ૭ ॥ વિષ્ણુનંદન ગુણ નીલો, વિષ્ણુ માત મલ્હાર લાલરે ॥ અંકે ખડ્ગી દીપતું, ગુણમણીનો ભંડાર લાલરે ॥ શ્રી૦ ॥ ૮ ॥ સમેતશિખરે સિદ્ધિ વર્યા, પામ્યા ભવોદધિ પાર લાલરે ॥ જીન ઉત્તમ પદ પંકજે, રતન મધુપ ઝંકાર લાલરે ॥ શ્રી૦ ॥ ૯ ॥

# શ્રી વાસુપુજયસ્વામીનું સ્તવન ॥

॥ મારો પેઉ બ્રહ્મચારી ને રાજુલનારી ॥ એ દેશી ॥ વાસુપુજ્ય જિન અંતરજામી, હું પ્રણમું શિરનામી રે ॥ મારા અંતરજામી ॥ ત્રિકરણ જોગે ધ્યાન તુમારૂં, કરતાં ભવ ભય વારૂ રે

॥ મારા૦ ॥ ૧ ॥ ચોત્રીસ અતિશય શોભા કારી, તુમચી જાઉં બલિહારી રે ॥ મારા૦ ॥ ધ્યાન વિનાણે શક્તિ પ્રમાણે, સુરપતિ ગુણ વખાણે રે ॥ મા૦ ॥ ૨ ॥ દેશના દેતાં તખત બિરાજે, જલધરની પેરે ગાજેરે ॥ મા૦ ॥ વાણી સુધારસ ગુણમણી ખાણી, ભાવ ધરી સુણે પ્રાણીરે ॥ મા૦ ॥ ૩ ॥ દુવિધ ધરમ દયાનિધિ ભાખે, હેતુ જુગતે પ્રકાશે રે ॥ મા૦ ॥ ભેદરહિત નિરખીને મુજને, તો જગ વધશે કીર્ત્તિ તુજને રે ॥ મા૦ ॥ ૪ ॥ મુદ્રા સુંદર દીપે તાહારી, રૂપે મોહ્યા અમર નરનારી રે ॥ મા૦ ॥ સાહેબ સમતારસનો દરિઓ, માર્દવ ગુણે જે ભરીઓ રે ॥ મારા૦ ॥૫॥ સહજાનંદી સાહેબ સાચો, જીમ હોયે હીરો જાચો રે ॥ મારા૦ ॥ પરમાતમ પ્રભુ જો ધ્યાને ધ્યાવો, તો અક્ષય લીલા પાવો રે ॥ મારા૦ ॥ ૬ ॥ રક્તવરણ દીપે તનુ કાંન્તિ, જોતાં હોય ભવ શાંતિરે ॥ મારા૦ ॥ ઉત્તમવિજય વિબુધનો શીશ, કહે રતનવિજય સુજગીશ રે ॥ મારા અંતરજામી ॥ ૭ ॥

## શ્રી વિમલનાથનું સ્તવન.

॥ ઝુમખડું ઝુમી રહ્યું રે ॥ એ દેશી ॥ વિમલ જિનેસર સુંદરૂં રે, નિરૂપમ છે તુમ નામ ॥ જીણેસર સાંભરે ॥ પુરણાનંદ પરમેસરૂ, આતમ સંપદા સ્વામી ॥ જીણેસર ॥ ૧ ॥ નિરાગીશું નેહલો, મુજ મન કરવા ભાવ ॥ જી૦ ॥ નિઃકારણ જગવચ્છલુ, ભવોદધિ તારણ નાવ ॥ જી૦ ॥ ૨ ॥ સારથવાહ શીવપંથનો, ભાવ ધરમ દાતાર ॥ જી૦ ॥ ગ્યાનાનંદે પુરણો, ત્રિભુવન જન આધાર ॥ જી૦ ॥ ૩ ॥ અષ્ટ કરમ હેલાં હણી, પામ્યા શીવપુર વાસ ॥ જી૦ ॥ ક્ષાયક ભાવે ગુણવરા, હું સમરૂં નિત્ય તાસ ॥ જી૦ ॥ ૪ ॥ ગુણ ગાતાં ગિરૂઆ તણા, જીહવા પાવન થાય, ॥ જી૦ ॥ નામ ગોત્ર જસ સાંભલે, ભવ ભવનાં દુઃખ જાય ॥ જી૦ ॥ ૫ ॥ મન મોહન મારા નાથશું, અવર ન આવે દાય ॥ જી૦ ॥ પામી સુરતરૂ પરવડા, કોણ કરીરે જાય ॥ જી૦ ॥ ૬ ॥ સહ-

જાનંદી સાહેબો, વરજીત સકલ ઉપાધિ ॥ જી૦ ॥ જીન ઉત્તમ અવલંબને, રતન લહે નિજસાધ ॥ જી૦ ॥ ૭ ॥

# શ્રી અનંતનાથજીનું સ્તવન.

॥ સુણ મેરી સજની રજની ન જાવે રે ॥ એ દેશી ॥ અનંત જીણેસર સાહિબ માહરો રે, પુરણ પામ્યો દરશન તાહરો રે ॥ પ્રભુ સેવા મુજ લાગે પ્યારી રે, તુમચા ગુણની જાઉં બલિહારી રે ॥ ૧ ॥ કેવલ જ્ઞાને જગતને જાણે રે, લોકાલોકના ભાવ વખાણે રે ॥ સમ્યક જ્ઞાન તે ભવ દુઃખ કાપે રે, જ્ઞાનવિણ ક્રિયા ફલ નવી આપે રે ॥ ૨ ॥ સામાન્યે વસ્તુ પદારથ જેહ રે, એક સમયમાં દેખે તેહ રે ॥ કેવલ દરીશણ વિગતે જાણો રે, જેનાગમથી ચિત્તમાં આણો રે ॥ ૩ ॥ નિરૂપાધિક નિજ ગુણ છે જેહરે, નિજસ્વભાવમાં સ્થિરતા તેહ રે ॥ ક્ષાયક ચારિત્ર તે જગ સાર રે, જે આવે ભવોદધિ પાર રે ॥ ૪ ॥ વિલસે અનંત વીરજ ઉદાર રે, એ ભાખ્યાં અનંતાં ચાર રે ॥ એ ગુણના પ્રભુ તુમે છો ભોગી રે, ગુણઠાણાતીત થયા અજોગી રે ॥ ૫ ॥ ત્રિકરણ જોગે ધ્યાન તુમારૂં રે, કરતા સારૂ કાજ અમારૂં રે ॥ પુષ્ટાલંબન દેવ તું મારો રે, હું છું સેવક ભવોભવ તારો રે ॥ ૬ ॥ સિંહસેન નૃપ વંશ સુહાયો રે, સુજસા રાણી તુજને જાયો રે ॥ ઉત્તમ વિજય વિબુધનો શિષ્ય રે, રતનવિજયની પુરો જગીશ રે ॥ ૭ ॥

# શ્રી ધર્મનાથનું સ્તવન.

॥ કપુર હોયે અતિ ઉજળો રે ॥ એ દેશી ॥ ધરમ જિણેસર ધ્યાઇએ રે, આણી અધિક સનેહ ॥ ગુણ ગાતાં ગિરૂઆ તણા રે, વાધે બમણો નેહ ॥૧॥ જીણેસર પુરો અમારી આશ ॥ જીમ પામું શીવપુર વાસ ॥ જી૦ ॥ એ આંકણી ॥ કાલ અનાદિ નિગોદમાં રે, ભમ્યો અનંતીવાર ॥ કરમ નરવીયે રોલવ્યો રે, સેવતાં પાપ અઢાર ॥

જીણે૦ ॥ ૨ ॥ પ્રાણાતિપાત મૃષા ઘણું રે, ત્રીજું અદત્તાદાન ॥ વિષયારસમાં માચીઓ રે, ગુણનિધિ કીધું દુર ધ્યાન ॥ જી૦॥૩॥ નવવિધ પરિગ્રહ મેળિયોરે, કીધો ક્રોધ અપાર ॥ માન માયા લોભે કરી રે, ન લહ્યો તત્વ વિચાર ॥ જી૦ ॥ ૪ ॥ રાગદ્વેષ કલહે કરી રે, દીધાં પરને આલ ॥ પૈશુન રતિ અરતિ વલી રે, જે સેવે દુઃખ અસરાલ ॥ જી૦ ॥ ૫ ॥ દાખવી દીઆ ગુણવંતને રે, કીધા માયા મોષ ॥ મિથ્યા શલ્ય દોષે કરી રે, કીધા અવિરતી પોષ ॥ જી૦ ॥ ૬ ॥ પાપસ્થાન સેવે જીવડા રે, રૂળીઓ ચોગતિ મોઝાર ॥ જનમ મરણાદિ વેદનારે, સહી તે અનંત અપાર ॥ જી૦ ॥૭॥ એવી વિટંબન વેદનારે, ટાલો શ્રી જિનરાજ ॥ બાંહે ગ્રહીને તારીએ રે, સારો સેવક કાજ ॥ જી૦ ॥ ૮ ॥ ધરમ જિનેશ્વર સ્તવતાં થકાં રે, પોહોતી મનની આશ ॥ જીન ઉત્તમ પદ સેવતાં રે, રતન લહે શીવવાસ ॥ જી૦ ॥ ૯ ॥

## શ્રી શાંતિનાથનું સ્તવન.

॥ ઢંઢણ ઋષિને વંદણા હું વારી ॥ એ દેશી ॥ અચિરાનંદન વંદીએ હું વારી ॥ ગુણનિધિ શાંતિ જીણંદ રે હું વારી લાલ ॥ અભયદાન ગુણ આગરૂ હું વારી, ઉપશમ રસનો કંદરે હું વારી લાલ ॥ અચિરા૦ ॥ ૧ ॥ મારી મરકી અતિ વેદના હું વારી, પસરી સઘલે દેશ રે ॥ હું વારી લાલ ॥ દુખદાયક અતિ આકરાં હું વારી, પામે તે લોક કલેશ રે ॥ હું૦ ॥ અ૦ ॥ ૨ ॥ પુણ્યાનુબંધી પુણ્યથી હું વારી, ઉપન્યા ગરભ મઝાર રે ॥ હું૦ ॥ શાંતિ પ્રવૃત્તિ જન પદે હું વારી, હુઆ જયજયકાર રે ॥ હું૦ ॥ અચિરા૦ ॥ ૩ ॥ દોય પદવી એકે ભવે હું વારી, ષોડશમો જગદીશરે ॥ હું૦ ॥ પંચમ ચક્રી ગુણનિલો હું વારી, પ્રહ ઉઠી નામું શીશરે ॥ હું૦ ॥ અ૦ ॥ ૪ ॥ દીક્ષા ગ્રહે દીન તે થકી હું વારી, ચઉનાણી ભગવાન રે ॥ હું૦ ॥ ઘનઘાતિ કરમના નાશથી હું વારી, પામ્યા પંચમ જ્ઞાન રે ॥ હું૦ ॥ અ૦ ॥ ૫ ॥ તીરથપતિ

વિચરે જીહાં હું વારી, ત્રિગડું રચે સુર રાયરે ॥ હું૦ ॥ સમવસરણે દીએ દેશના હું વારી, સુણતાં ભવ દુઃખ જાય રે ॥ હું૦ ॥ અ૦ ॥ ૬ ॥ પણવીશસતે આગલાં હું વારી, જોયણ લગે તે જાણરે હું વારી લાલ ॥ સ્વચક્ર પરચક્રનાં હું વારી ॥ અ૦ ॥ ૭ ॥ જીવ ઘણા તીણાં ઉધરી હું વારી, શીવપુર સનમુખ કીધ રે ॥ હું૦ ॥ અક્ષય સુખ જીહાં શાશ્વતાં હું વારી, અવિચલ પદવી દીધ રે. ॥ હું૦ ॥ અ૦ ॥ ૮ ॥ સહસ મુનિ સાથે વર્યા હું વારી, સમેતશિખર ગિરિ સિધરે ॥ હું૦ ॥ ઉત્તમ ગુરૂપદ સેવતાં હું વારી, રતન લહે નવ નીધરે ॥ હું૦ ॥ અ૦ ॥ ૯ ॥

# શ્રી કુંથુંનાથનું સ્તવન ॥

॥ કંત તમાકુ પરિહરો ॥ એ દેશી ॥ કુંથું જિણેસર સાહેબો, સદ્દગતિનો દાતાર મેરે લાલ ॥ આરાધો કામિત પુરણો, ત્રિભુવન જન આધાર મેરે લાલ ॥ સુગુણ સનેહી સાહેબો ॥ ૧ ॥ દુરગતિ પડતાં જંતુને, ઉદ્ધરવા દીએ હાથ ॥ મેરે૦॥ ભવોદધિપાર-ઉતારવા, ગુણનિધિ તું સમરથ ॥ મેરે૦ ॥ સુગુણ૦ ॥ ૨ ॥ ભવ ત્રીજેથી બાંધિયું, તીર્થંકર પદ સાર ॥ મેરે૦ ॥ ભવ સર્વની કરૂણાયે કરી, વલી થાનક તપથી ઉદાર ॥ મેરે૦ ॥ સુ૦ ॥ ૩ ॥ ઉપકારી અરિહંતજી, મહિમાવંત મહંત ॥ મેરે૦ ॥ નિઃકારણ જગ વચ્છલુ, ગીરૂઓ ને ગુણવંત ॥ મેરે૦ ॥ સુ૦ ॥ ૪ ॥ ગ્યાનાનંદે પુરણો, ભાખે ધમ ઉદાર ॥ મેરે૦ ॥ સ્યાદવાદ સુધારસે, વરસે જ્યું જલધાર ॥ મેરે૦ ॥ સુ૦ ॥ ૫ ॥ અતિશય ગુણ ઉદયે થકી, વાણીનો વિસ્તાર ॥ મેરે૦ બારે પરખદા સાંભલે, જોયણ લગે તે સાર ॥ મેરે૦ ॥ સુ૦ ॥ ૬ ॥ સારથવાહ શીવપંથનો, આતમ સંપદા ઇશ ॥ મેરે૦ ॥ ધ્યાન ભુવનમાં ધ્યાયતાં, લહીએ અતિશે જગીશ ॥ મેરે૦ ॥ સુ૦ ॥ ૭ ॥ છઠ્ઠા ચક્રી દુઃખ હરે, સત્તરમો જીનદેવ ॥ મેરે૦ ॥ મોટે પુન્યે પામીઓ, તુમ પદ પંકજ સેવ ॥ મેરે૦ ॥

સુ૦ ॥ ૮ ॥ પરમ પુરૂષની ચાકરી, કરવી મનને કોડ ॥ મેરે૦ ॥ ઉત્તમ વિજય વિબુધ તણો, રતન નમે કરજોડ ॥મેરે૦॥ સુ૦ ॥૯॥

# શ્રી અરનાથનું સ્તવન.

॥ ચતુર સનેહી મોહન ॥ એ દેશી ॥ અરજીનવર દીએ દેશના, સાંભલજો ભવિ પ્રાણી રે ॥ મીઠી સુધારસ સારખી, સુણીએ અનુભવ આણી રે ॥ અર૦ ॥ ૧ ॥ આળસ મોહ અજ્ઞાનતા, વિષય પ્રમાદને છંડી રે ॥ તનમય ત્રિકરણ જોગશું, ધરમ સુણો ચિત્ત મંડી રે ॥ અ૦ ॥ ૨ ॥ દશ દ્રષ્ટાંતે દોહિલો, નરભવનો અવતાર રે ॥ સુરમણી સુરતરૂ સારીખો, તેહથી અધિક તે જાણો રે અ૦ ॥ ૩ ॥ એ સંસાર અસારમાં, જનમ્યો ચેતન એહ રે ॥ ધરમે વરજીત દીન ગયા, હજીય ન આવ્યો છેહ રે ॥ અ૦ ॥ ॥ ૪ ॥ જ્ઞાન દરશન મયી આતમા, કર્મ પંકે અવરાણો રે ॥ શુદ્ધ દિશ નિજ હારીને, દોષે તે ભરાણો રે ॥ અ૦ ॥ ૫ ॥ દોષ અનાદિ ઉધરે, જૈનાગમ જગ સારો રે ॥ સકલ નયે જે આદરે, તો હોય ભવોદધિ પારો રે ॥ અ૦ ॥ ૬ ॥ જીન આણાએ આરાધતાં, વિધે થઇ ઉજમાલ રે ॥ સંવર સાધે નિર્જરા, નિત્ય પામે મંગલમાલ રે ॥ અ૦ ॥ ૭ ॥ ચક્રી ભૂ તે સાતમો, અઢારમો જીનરાય રે ॥ ઉત્તમ વિજય કવિરાજનો, રતન વિજય ગુણ ગાય રે ॥ અ૦ ॥ ૮ ॥

# શ્રી મલ્લીનાથનું સ્તવન.

॥ દેશી ॥ જગપતિની ॥ જગપતિ સાહેબ મલ્લિ જિણંદ, મહિમા મહિઅલ ગુણનીલો ॥ જગપતિ દિનકર જયું ઉદ્યોત, કારક વંશે કુલ તિલો ॥ ૧ ॥ જગપતિ પ્રબલ પુન્યપસાય, ઉદ્યોત નરકે વિસ્તરે ॥ જગપતિ અંતર મહુરત નામ, શાતાવેદની તે કરે ॥૨॥ જગપતિ સુધારસ વૃષ્ટિસાય, તુજમુખ ચંદ્ર થકી ઝરે ॥ જગપતિ

પડિબોહે ભવિઅણ સ્વામ, મિથ્યા તિમિર દુરે કરે ॥ ૩ ॥ જગપતિ જગમાં ઝાઝ સમાન, ઉપગારી શીર સેહરો ॥ જગપતિ તુમ દરસનથી આજ, કાજ સર્યાં હવે માહરો ॥ ૪ ॥ જગપતિ દીઠે તુમ મુખકજ, દુરિત નાઠા ત્રણ માહરે ॥ જગપતિ દલિદ્રપણું ને દુર્ભાગ્ય, પુષ્ટાલંબન પ્રભુ તાહરે ॥ ૫ ॥ જગપતિ ભવોભવ સંચિત જેહ, અઘ નાઠાં ટલી આપદા ॥ જગપતિ જાચું નહીં કીશો દામ, માગું તુમ પદ સંપદા ॥ ૬ ॥ જગપતિ થુણીઓ ધરી મન નેહ, ઓગણીશમો જીન સુખ કરૂ ॥ જગપતિ નીલ વરણ તનુ કાન્તિ, દીપતી રૂપ મનોહરૂ ॥ ૭ ॥ જગપતિ જીન ઉત્તમ પદ સેવ, કરતાં સવિ સંપદ મલે ॥ જગપતિ રતન નમે કરજોડ, ભાવે ભવોદધિ ભય ટલે ॥ ૮ ॥

## શ્રી મુનિસુવ્રતસ્વામીનું સ્તવન.

॥ વીર જીણંદ જગત ઉપગારી ॥ એ દેશી ॥ મુનિસુવ્રત જીન આધક દિવાજે, મહીમા મહિયલ છાજેજી ॥ ત્રિજગવંદિત ત્રિભુવન સ્વામી, ગિરૂઆ ગુણનિધિ ગાજેજી ॥ મુનિ૦ ॥ ૧ ॥ વડ વખત વર અતિશય ધારી, કલ્પાતિત આચારજી ॥ ચરણ કરણભુત મહાવ્રત ધારી, તુમચી જાઉં બલિહારીજી ॥ મુ૦ ॥ ૨ ॥ જગ જન રંજન ભવદુઃખ ભંજન, નિરૂપાધિક ગુણ ભોગીજી ॥ અલખ નિરંજન દેવ દયાળુ, આતમ અનુભવ જોગીજી ॥ મુ૦ ॥ ૩ ॥ જ્ઞાના વરણી ક્ષયથી પ્રગટયું, અનોપમ કેવલ નાણજી ॥ લોકાલોક પ્રકાશક સ્વામી, ઉગ્યો અભિનવ ભાણજી ॥ મુ૦ ॥ ૪ ॥ વરસ્ત્રી વસુધા પાવન કીધી, દેશના સુધારસ સારજી ॥ ભવિક કમલ પ્રતિબોધ કરીને, કીધા બહુ ઉપકારજી ॥ મુ૦ ॥ ૫ ॥ સંપુરણ તેં સિદ્ધતા સાધી, વીરમી સકલ ઉપાધિજી ॥ નિરૂપાધિક તે નિજગુણ વરીઆ, અનોપમ અવ્યાબાધજી ॥ મુ૦ ॥ ૬ ॥ હરિવંશે વિભુષણ દીપે, અરિષ્ટ રતન તનુ કાન્તિજી ॥ સુખ સાગર પ્રભુદાસ વંદિત, જોતાં હોવે ભવશાંતિજી ॥ મુનિ૦ ॥ ૭ ॥ સમેત શિખરે

સિદ્ધિ વરીઆ, સહસ પુરૂષને સાથજી ॥ જીન ઉત્તમ પદને અવ-લંબી, રતન થાય સનાથજી ॥ મુનિ૦ ॥ ૮ ॥

# ॥ શ્રી નમિનાથજીન સ્તવન ॥

॥ થાપર વારી મોરા સાહિબા કાબુલ મત જાજો ॥ એ દેશી ॥ નિરૂપમ નમી જીણેસરૂ, અક્ષય સુખદાતા ॥ અતિશય ગુણ અધિકથી, સ્વામી જગ વિખ્યાતા ॥ નિરૂપમ૦ ॥ ૧ ॥ બાર ગુણો અરિહંત થકી, ઉંચો વૃક્ષ અશોક ॥ ભવ દવ પીડિત જંતુને, જાય જોતાં શોક ॥ નિરૂ૦ ॥ ૨ ॥ પીત વરણ સિંહાસને, પ્રભુ બેઠા છાજે ॥ દિવ્યધ્વની દીયે દેશના, નાદે અંબર ગાજે ॥ નિરૂ૦ ॥ ૩ ॥ છત્ર ધરે ત્રણ સુરવરા, ચામર વીંજાય ॥ ભામંડલ અતિ દીપતું, પુંઠે જીનરાય ॥ નિરૂ૦ ॥ ૪ ॥ જોજન માને સુર કરે, વૃષ્ટિ કુસુમ કેરી ॥ ગયણે ગાજે દુંદુભી, કરે પ્રદક્ષણ ફેરી ॥ નિરૂ૦ ॥ ૫ ॥ અષ્ટ મહા પાડિહારે કરી, દીપે શ્રી જગદીશ ॥ અષ્ટ કરમ હેલાં હણી, પામ્યા સિદ્ધિ જગીશ ॥ નિરૂ૦ ॥ ૬ ॥ નામે નવનિધિ સંપજે, સેવતાં ભવદુઃખ જાય ॥ ઉત્તમ વિજય વિબુધ તણો, રત્ન વિજય ગુણગાય ॥ નિરૂ૦ ॥ ૭ ॥

# શ્રી નેમનાથનું સ્તવન.

॥ હાંરે મારે ભરવા ગઇતી નદી જીમનાનું નીરજો ॥ એ દેશી ॥ હાં રે મારે નેમિ જીણેસર અલવેસર આધારજો. સાહિબરે સોભાગી ગુણમણી આગરૂ રે લો ॥ હાં૦ પરમ પુરૂષ પરમાતમ દેવ પવિત્રજો, આજ મહોદય દરીસણ પામે તાહરૂં રે લો ॥ ૧ ॥ હા૦ તોરણ આવી પશુ છોડાવી નાથજો, રથ ફેરીને વળીઆ નાયક નેમજી રે લો ॥ હાં૦ દૈવ અટારે એ શું કીધું આજજો, રઢીઆળી વર રાજુલ છોડી કેમજી રે લો ॥ ૨ ॥ હાં૦ સંજોગી ભાવ વિજોગી જાણી સ્વામી જો, એ સંસારે ૯.મનાં દો દેહનું

નહી રે લો ॥ હાં૦ લોકાંતિક વાણી અવધિ જાણી માનજો, વર-સીદાન દીએ તીહાં પ્રભુ સહી રે લો ॥ ૩ ॥ હાં૦ સહસાવનમાં સહસ પુરૂષને સાથજો, ભવ વલી દુખ છેદણ ચારિત્ર આદરે રે લો ॥ હાં૦ વસ્તુ તત્વે રમણ કરતા સારજો, ચોપનમે દિન અનોપમ પ્રભુ કેવલ વરે રે લો ॥ ૪ ॥ હાં૦ લોકાલોક પ્રકાશક ત્રિભુવન ભાણજો, ત્રિગડે બેસી ધરમ કહે તીહાં જીનવરૂ રે લો ॥ હાં૦ શીવાનંદન વરસે સુધારસ વાણીજો, આસ્વાદે ભવિય ચકોર અતિ સુંદરૂં રે લો ॥ ૫ ॥ હાં૦ દેશના સાંભળી બુજી રાજુલ નારીજો, નિજ સ્વામીને હાથે સંજમ આદરે રે લો ॥ હાં૦ અષ્ટ ભવની પાલી પુરણ પ્રીતજો, પેઉ પેહેલાં શીવ રમણી રાજુલ તે વરી રે લો ॥ ૬ ॥ હાં૦ વિચરી વસુધા પાવન કીધી નાથજો, જગ ઉપગારી સાહેબ દેવ તે ગુણનિધિ રે લો ॥ હાં૦ જીન ઉત્તમ પદ પંકજ અનોપમ સેવજો, કરતાં રતનવિજયની કીરતિ અતિ વધી રે લો ॥ ૭ ॥

## શ્રી પાર્શ્વનાથનું સ્તવન.

॥ કોઇલો પરવત ધુંધલો રે ॥ એ દેશી ॥ ત્રિભુવન નાયક વંદીએ રે લો, પુરૂષાદાણી પાસરે જીણેસર ॥ સુરમણી સુરતરૂ સારીખો રે લો, પુરતો વિશ્વની આશરે જીણેસર ॥ જયો જયો પાસ જીણેસરૂ રે લો ॥ ૧ ॥ પુષ્ટાલંબન ભવિકને રે લો, મહિમા નિધિ આવાસરે જીણેસર ॥ વાસવ પુજિત વંદીએ રે લો, આણી ભાવ ઉલ્લાસરે જીણેસર ॥ જયો૦ ॥ ૨ ॥ શ્રી જીન દરીસણ તે વિના રે લો, ભમીયો કાલ અપાર રે જીણેસર ॥ આતમ ધરમન ઓલખ્યો રે લો, ન લહ્યો તત્વ વિચાર રે જીણેસર ॥ જયો૦ ॥ ૩ ॥ પ્રવચન અંજન જે કરે રે લો, પામી સદગુરૂ સંગરે જીણેસર ॥ શ્રદ્ધા ભાજન ઉજલે રે લો, તો લહીએ ધરમ પ્રસંગ રે જીણેસર ॥ જયો૦ ॥ ૪ ॥ સાધન ભાવે ભવિકને રે લો, સિદ્ધને કારક

હોય રે જીણેસર ॥ પ્રગટયો ધરમ તે આપણો રે લો, અચલ અભુંગ તે જોય રે જીણેસર ॥ જયો૦ ॥ ૫ ॥ તુજ ચરણા મુજ ભેટતાં રે લો, ભાવે કરી જીનરાજ રે જીણેસર ॥ નેત્ર જુગલ જીન નિરખતાં રે લો, સીધ્યાં વંછિત કાજરે જીણેસર ॥ જયો૦ ॥૬ ॥ નીલ વરણ નવ કર ભલું રે લો, દીપે તનુ સુકુમાલ રે જીણેસર ॥ જીન ઉત્તમ પદ સેવતાં રે લો, રતન લહે ગુણ માલ રે જીણેસર ॥ જયો જયો પાસ જિણેસરૂ રે લો ॥ ૭ ॥

# શ્રી મહાવીર સ્વામીનું સ્તવન.

॥ તને ગોકુળ બોલાવે કાન ગોવિંદ ગોરી રે ॥ એ દેશી ॥

ચોવીસમો શ્રી મહાવીર, સાહીબ સાચો રે ॥ રત્નત્રયીનું પાત્ર, હીરો જાચો રે ॥ ૧ ॥ આઠ કરમનો ભાર કીધો પુરે રે, શીવવધુતે નારી થઇ હજુરે રે ॥ ૨ ॥ તુમે સાર્યાં આતમ કાજ, દુઃખ નિવાર્યાં રે ॥ પોહોતા અવિચલ ઠામ, જિહાં નહીં ફેરા રે ॥૩॥ જીહાં નહી જનમને મરણ, થયા અવિનાશી રે ॥ આતમ સત્તા જેહ, તેહ પ્રકાશી રે ॥ ૪ ॥ થયા નિરંજન નાથ, મોહને ચુરી રે ॥ છોડી ભવ ભય કુપ, ગતિ નિવારી રે ॥ ૫ ॥ અતુલી બલ અરિહંત, ક્રોધને છેદી રે ॥ ફરસી ગુણના ઠાણ, થયા અવેદી રે ॥ ૬ ॥ એવા પ્રભુજીનું ધ્યાન, ભવિયણ ધરીએ રે ॥ કરીજે આતમ કાજ સિદ્ધિવરીએ રે ॥ ૭ ॥ સેવો થઇ સાવધાન આલસ મોડી રે ॥ નિદ્રા વિકથા દુર, માયા છોડી રે ॥ ૮ ॥ મૃગપતિ લંછન પાય, સોવન કાયા રે ॥ સિદ્ધારથ કુલ તિલક સમાન, નિસલાયે જાયારે ॥ ૯ ॥ સત્તરી દો વરસ આય, પુરણ પાલી રે ॥ ઉદ્ધરીયા જીવ અનેક, મિથ્યા ટાલી રે ॥ ૧૦ ॥ જીન ઉત્તમ પદ સેવ કરતાં સારીરે, રતન લહે ગુણમાલ, અતિ મનોહારીરે ॥૧૧॥

ચોવીસ જીણેશર ભુવન દીનેસર, નિરૂપમ જગ ઉપગારીજી ॥ મહિમા નિધિ મોટા તું રે મહિયલ, તુમગી જાઉં બલિહારીજી ॥૧॥

જનમ કલ્યાણક વાસવ આવી, મેરૂ શિખરે નવરાવેજી ॥ માનું અક્ષય સુખ લેવાને સુર, આદે જીન ગુણ ગાયાજી ॥ ૨ ॥ ગ્રહુ-વાસ છંડી સમણા જા'ા, સંજમશું મન ભાયાજી ॥ ગુણમણી આગર જ્ઞાન દીવાકર, સમોવસરણ સુહાયાજી ॥ ૩ ॥ દુવિધ ધ-રમ દયા નિધિ ભાખે, નિઃકારણ ગ્રહે હાથેજી ॥ વાણી સુધારસ વરસી વસુધા, પાવન કીધી નાથેજી ॥ ૪ ॥ ચોત્રીસ અતિશય શોભાકારી, વાણી ગુણ પાંત્રીસજી ॥ અષ્ટ કરમ મલ દુર કરીને, પામ્યા સિદ્ધ જગીસજી ॥ ૫ ॥ ચોવીસ જીનનું ધ્યાન ધરંતાં, લહીએ ગુણ મણી ખાણીજી ॥ અનુક્રમે તે મહોદય પદવી, પામે પદ નિરવાણજી ॥ ૬ ॥ તપ ગચ્છ અંબર ઉદયો ભાનુ, તેજ પ્ર-તાપી છાજેજી ॥ વિજય દેવ સુરીશ્વર રાયા, જશ મહિમા મહિ-યલ ગાજેજી ॥ ૭ ॥ તાસ પાટ પ્રભાવક સુંદર, વિજયસિંહ સુ-રીશજી ॥ વડભાગી વૈરાગી ત્યાગી, સત્યવિજય મુનીશજી ॥૮॥ તસપદ પંકજ મધુકર સરીખા, કપુરવિજય મુણિંદાજી ॥ ખિમાવિ-જય તસ આસન શોભિત, જિનવિજય ગુરૂગુણ ચંદાજી ॥ ૯ ॥ ગીતારથ સારથ સુગુણ શોભાગી, લક્ષણ લક્ષિત દેહાજી ॥ ઉત્તમ વિજય ગુરૂ જગ જયવંતા, જેહને પ્રવચન નેહાજી ॥ ૧૦ ॥ તે ગુરૂની બહુ મેહેર નજરથી, પામી તાસ પસાયેજી ॥ રતનવિજય શિખ અતિ ઉદરંગે, જીન ચોવીસ ગુણ ગાયાજી ॥ ૧૧ ॥ સુર્ય મંડણ પાસ પસાયા, ધરમનાથ સુખદાયાજી ॥ વિજય ધરમ સુ-રીશ્વર રાજ્યે, શ્રદ્ધા બોધ વધાયાજી ॥ ૧૨ ॥ અઢારસેં ચોવીસા વરસે, સુરત રહી ચોમાસુંજી ॥ માધવ માસે કૃષ્ણપક્ષે, ત્રયો-દશી દીન ખાસજી ॥ ૧૩ ॥ ઇતિ ચોવીસી સંપુર્ણ.

## રૂષભજીન વિનંતી ( મોટી )

॥ પામી સુગુરૂ પસાયરે, શત્રુંજય ધણી ॥ શ્રી રિસહે-સરૂ વીનવું એ ॥ ૧ ॥ ત્રિભુવન નાયક દેવ રે, સેવક વિનતિ ॥ આદિશ્વર અવધારિયે એ ॥ ૨ ॥ શરણે આવ્યો સ્વામી રે, હું

સંસારમાં ॥ વિરૂએ વૈરીયેં નડયો એ ॥ ૩ ॥ તાર તાર મુજ તાતરે, વાત કિશી કહું ॥ ભવ ભવ એ ભાવઠ તણી એ ॥ ૪ ॥ જન્મ મરણ જંજાલ રે, બાલ તરૂણ પણું ॥ વલી વલી જરા દહે ઘણું એ ॥ ૫ ॥ કેમે ન આવ્યો પાર રે, સાર હવે સ્વામી ॥ શ્યેં ન કરો એક માહરી એ ॥ ૬ ॥ તારયા તમે અનંત રે, સંત સુગુણ વલી ॥ અપરાધી પણ ઉદ્ધરયા એ ॥ ૭ ॥ તો એક દીન દયાલ રે, બાલ દયામણો ॥ હું શા માટે વીસર્યો એ ॥ ૮ ॥ જે ગિરૂઆ ગુણવંત રે, તારો તેહને ॥ તે માંહે અચરિજ કિશ્યું એ ॥ ૯ ॥ જે મુજ સરિખો દીન રે, તેહને તારતાં ॥ જગ વિસ્તરશે જશ ઘણો એ ॥ ૧૦ ॥ આપદે પડિયો આજ રે, રાજ તુમારડે ॥ ચરણે હું આવ્યો વહી એ ॥ ૧૧ ॥ મુજ સરખો કોઇ દીન રે, તુજ સરિખો પ્રભુ ॥ જોતાં જગ લાભે નહીં એ ॥ ૧૨ ॥ તોયે કરૂણા સિંધુ રે, બંધુ ભુવન તણા, ન ઘટે તુમ ઉવેખવું એ ॥૧૩॥ તારણહારો કોઇ રે, જો બીજો હુવે ॥ તો તુમને શાને કહું એ ॥ ૧૪ ॥ તુંહિજ તારીશ નેટ રે, પહિલાને પછે ॥ તો એવડી ગાઢિમ કીસી એ ॥ ૧૫ ॥ આવી લાગ્યો પાયરે, તે કેમ છોડશે ॥ મન મનાવ્યા વિણ હુવે એ ॥૧૬॥ સેવક કરે પોકાર રે, બાહિર રહ્યા જિસો ॥ તો સાહિબ શોભા કીસી એ ॥૧૭॥ અતુલ બલ અરિહંતરે, જગને તારવા ॥ સમરથ છો સ્વામી તુમે એ ॥ ૧૮ ॥ શું આવે છે જોર રે, મુજને તારતાં ॥ કે ધન બેસે છે કિશ્યું એ ॥ ૧૯ ॥ કહેશો તુમે જિણંદ રે, ભક્તિ નથી તેહવી ॥ તો તે ભક્તિ મુજને દીયો એ ॥ ૨૦ ॥ વલી કહેશો ભગવંત રે, નહીં તુજ યોગ્યતા ॥ હમણાં મુક્તિ જાવા તણી એ ॥ ૨૧ ॥ યોગ્યતા તે પણ નાથ રે, તુમહીજ આપશો ॥ તો તે મુજને દીજિયે એ ॥ ૨૨ ॥ વલી કહેશો જગદીશ રે, કર્મ ઘણાં તાહરે ॥ તો તેહજ ટાલો પરાં એ ॥ ૨૩ ॥ કર્મ અમારાં આજ રે, જગપતિ વારવા ॥ વલી કોણ બીજો આવશે એ ॥ ૨૪ ॥ વલી જાણો અરિહંત રે, એહને વિનતિ ॥ કરતાં આવડતી નથી એ ॥ ૨૫ ॥

તો તુંજ માહારાજ રે તું મુને શીખવો ॥ જેમ તે વિધિશું વીનવું એ ॥ ૨૬ ॥ માય તાય વિણુ કોણ રે, પ્રેમે શીખવે॥ બાળકને કહો બોલતાં એ ॥ ૨૭ ॥ જો મુજ જાણો દેવ રે, એહ અપાવન ॥ ખરડયો છે કલિ કાદવે એ ॥ ૨૮ ॥ કેમ લેઉ ઉત્સંગ રે, અંગ ભરયું એહનું ॥ વિષય કષાય અશુચિશું એ ॥ ૨૯ ॥ તો મુજ કરો પવિત્ર રે, કહો કોણ પુત્રને ॥ વિણ માવિત્ર પખાલશે એ ॥ ૩૦ ॥ કૃપા કરી મુજ દેવ રે, ઇહાં લગે આણીઓ ॥ નરગ નિગોદાદિક થકી એ ॥ ૩૧ ॥ આવ્યો હવે હજુર રે, ઉભો થઇ રહ્યો ॥ સામું શયે જુઓ નહીં એ ॥૩૨॥ આડો માંડી આજ રે, બેઠો બારણે ॥ માવિત્ર તુમે મનાવશો એ ॥ ૩૩ ॥ તુમેં છો દયા સમુદ્ર રે. તો મુજને દેખી ॥ દયા નથી શયે આણતા એ ॥૩૪॥ ઉવેખશ્યો અરિહંત રે, જો આણિ વેલા ॥ મહારી શી પરે થાયશે એ ॥ ૩૫ ॥ ઉભા છે અનેક રે, મોહાદિક વૈરી ॥ છલ જોએ છે માહરાં એ ॥ ૩૬ ॥ તેહને વારો વેગે રે, દેવ દયા કરી ॥ વલી વલી શું વીનવું એ ॥ ૩૭ ॥ મરૂદેવી નિજમાય રે, વેગે મોકલી ॥ ગજ બેસારી મુક્તિમાં એ ॥૩૮॥ ભરતેસર નિજ નંદ રે, કીધો કેવલી ॥ આરીસા અવલોકતાં એ ॥ ૩૯ ॥ અઠ્ઠાણું નિજ પુત્ર રે, પ્રતિબોધ્યા પ્રેમે ॥ જુઝ કરતાં વારીઆ એ ॥ ૪૦ ॥ બાહુબલ ને નેટ રે, નાણ કેવલ તમે ॥ સામી સાહામું મોકલ્યું એ ॥૪૧॥ ઈત્યાદિક અવદાત રે, સઘલા તુમ તણા, હુ જાણું છું મુલગા એ ॥૪૨॥ માહરી વેલા આજ રે, મોન કરી બેઠા ॥ ઉત્તર શેં આપો નહી એ ॥ ૪૩ ॥ વીતરાગ અરિહંત રે, સમતા સાગરૂ ॥ માહરાં તાહરાં શું કરો એ ॥ ૪૪ ॥ એકવાર માહારાજ રે, મુજને શ્રી મુખે ॥ બોલાવો સેવક કહીએ ॥ ૪૫ ॥ એટલે સિદ્ધાં કાજ રે, સઘલાં માહરાં ॥ મનના મનોરથ સવિ ફલ્યા એ ॥ ૪૬ ॥ ખમજો મુજ અપરાધ રે, આસંગો કરી ॥ અસમંજસ જે વીનવ્યું એ ॥ ૪૭ ॥ અવસર પામી આજરે, જો નવિ વીનવું ॥ તો પસ્તાવો મન રહે એ ॥૪૮॥ ત્રિભુવન તારણહાર રે, પુણ્યે આવ

રે ॥ આવી એકાંતે મિલ્યા એ ॥ ૪૯ ॥ બાલક બોલે બોલ રે, જે અવિગત પણે ॥ માય તાયને તે રૂચે એ ॥ ૫૦ ॥ નયણે નિરખ્યો નાથ રે, નાભિ નરિંદનો ॥ નંદન નંદન વન જિસ્યો એ ॥ ૫૧ ॥ મરૂદેવી ઉર હંસ રે, વંશ ઇખ્ખાગનો ॥ સોહાકર સોહામણો એ ॥ ૫૨ ॥ માય તાય પ્રભુ મિત્ર રે, બંધવ માહરે ॥ જીવ જીવન તું વાલહો એ ॥ ૫૩ ॥ અવર ન કો આધાર રે, એણે જગ તુજ વિના ॥ ત્રાણ શરણ તું મુજ ઘણો એ ॥ ૫૪ ॥ વલિ વલિ કરૂં પ્રણામ રે, ચરણે તુમ તણે ॥ પરમેશ્વર સન્મુખ જુઓ એ ॥ ૫૫ ॥ ભવ ભવ તુમ પાય સેવ રે, સેવકને દેજો ॥ હું માગું છું એટલું એ ॥ ૫૬ ॥ શ્રી કીર્તિવિજય ઉવઝાય રે, સેવક એણીપરે ॥ વિનય વિનય કરી વીનવે એ ॥ ૫૭ ॥

## અથ પુજાવિધિ આશ્રયી શ્રી સુવિધિ જિન સ્તવન.

॥ દેશી ચોપાઇની ॥ સુવિધિનાથની પુજા સાર, કરતાં સઘળે જય જયકાર ॥ પુજાની વિધિ ધારો સહિ, શ્રી ભગવંતે શાસ્ત્રે કહી ॥ ૧ ॥ પુર્વ સન્મુખ સ્નાન આદરો, પશ્ચિમદિશિ રહી દાતણ કરો ॥ ઉત્તરે વસ્ત્ર પહેરો સહી, પુજો ઉત્તર પુરવ મુખ રહી ॥ ૨ ॥ ઘરમાં પેસતાં વામે ભાગ, દેરાસર કરવાનો લાગ ॥ દોઢ હાથ ભુમિથી કીજીએ, ઊંચું નીચું સહુથી વરજીએ ॥ ૩ ॥ પુરવ ઉત્તર મુખ પુજા જાણ, બીજી દિશે હુવે કરતાં હાણ ॥ નવાંગ પુજાનો વિધિ એહ, વિધિ કરતાં હોય નિર્મળ દેહ ॥ ૪ ॥ પગ જંઘા ને હાથ બે તણી, ખભા મસ્તકની પાંચમી ભણી ॥ ભાલ કંઠ હૃદય એ જાણ, ઉદરે નવમું તિલક વખાણ ॥ ૫ ॥ ચંદન વિણ પુજા નવિ હોય, વાસપુજા પ્રભાતે જોય ॥ કુસુમ પુજા મધ્યાન્હે કરો, સાંજે ધુપ દીપ આદરો ॥ ૬ ॥ ધુપ ઉખેવો ડાબે પાસ, જમણે પાસે દીપ પ્રકાશ ॥ ઢોણું આગળ મુકો સહી ચૈત્યવંદન કરો દક્ષિણ રહી ॥ ૭ ॥ હાથ થકી જે ભુમિયે પડે, પગ લાગે મલીન આભડે ॥ મસ્તકથી ઊંચું પરિહરો, નાભિથકી

નીચું મત કરો ॥ ૮ ॥ કીડે ખાધું તજીયેં ફુલ, એમ ફળાદિક ઢોઇએ અમુલ ॥ ફુલ પાંખડી નવિ છેદીએ, કલિકા કદિયે નવિ ભેદીએ ॥ ૯ ॥ ગંધ ધુપ આખે આંણિયેં, ફુલ દીપ બલિ ફળ જાણીયેં ॥ પાણી આઠમું સુંદર સહી, આઠ પ્રકારી પુજા કહી ॥ ૧૦ ॥ શાંતિ કારણ ઉજ્વળ વસ્ત્ર, લાભ કારણેં પીત પવિત્ર ॥ વયરી જીપવા પહેરો શ્યામ, રાતું વસ્ત્ર તે મંગળ કામ ॥ ૧૧ ॥ પંચ વરણ વસ્ત્રે હોય સિદ્ધ, ખંડિત સાંધ્યાં વસ્ત્ર નિષિદ્ધ ॥ પદ્માસનને મોને રહી, મુખ કોશ પુજાવિધિ કહી ॥ ૧૨ ॥ એ વિધિ પુજા કીજેં સદા, જિમ પામી જે સુખ સંપદા ॥ આનંદ વિમલ પંડિતનો દાસ, પ્રીતિવિજય પ્રણમે ઉલ્લાસ ॥ ૧૩ ॥

## શ્રી પાર્શ્વનાથજીની ભાવપુજાનું સ્તવન.

॥ પુજાવિધિ માંહે ભાવીએજી, અંતરંગ જે ભાવ ॥ તે સવિ તુજ આગળ કહુંજી, સાહેબ સરળ સ્વભાવ ॥૧॥ સુહંકર અવધારો પ્રભુ પાસ ॥ એ ટેક ॥ દાતણ કરતાં ભાવીએંજી ॥ પ્રભુ ગુણ જલ મુખ શુદ્ધ ॥ ઊલ ઉતારી પ્રમત્તતાજી, હો મુજ નિરમળ બુદ્ધ ॥ સુહં૦ ॥ ૨ ॥ જતનાએ સ્નાન કરિજીએજી, કાટો મયલ મિથ્યાત ॥ અંગુચ્છો અંગ શોષવીજી, જાણું હું અવદાત ॥ સુહં૦ ॥ ૩ ॥ ખીરોદકનાં ધોતીઆંજી, ચિંતવો ચિત્ત સંતોષ ॥ અષ્ટકરમ સંવર ભલોજી, આઠ પડો મુખકોશ ॥ સુહં૦ ॥૪॥ ઓરશીયો એકાગ્રતાજી, કેશર ભકિત કલ્લોલ ॥ શ્રદ્ધા ચંદન ચિંતવોજી, ધ્યાન ઘોળ રંગ રોળ ॥ સુહં૦ ॥ ૫ ॥ ભાલ વહું આણા ભલીજી, તિલક તણો તે ભાવ ॥ જે આભરણ ઉતારીએજી, તે ઉતાર્યા પરભાવ ॥ સુહં૦ ॥ ૬ ॥ જે નિરમાલ્ય ઉતારીએંજી, તે તો ચિત્ત ઉપાધ ॥ પખાલ કરતાં ચિંતવોજી, નિરમળ ચિત્ત સમાધ ॥ સુહં૦ ॥ ૭ ॥ અંગલુહણાં બે ધરમનાંજી, આતમ સ્વભાવ જે અંગ ॥ જે આભરણ પહેરાવીએજી, તે સ્વભાવ નિજ ચંગ ॥ સુહં૦ ॥ ૮ ॥ જે નવવાડ વિશુદ્ધતાજી, તે પુજા

નવ અંગ ॥ પંચાચાર વિશુદ્ધતાજી, તેહ ફુલ પંચ રંગ ॥ સુહં૦ ॥ ૯ ॥ દીવો કરતાં ચિંતવોજી, જ્ઞાનદીપ સુપ્રકાશ ॥ નયાદિ ઘૃત પુરીએજી, તત્વ પાત્ર સુવિશાલ ॥ સુહં૦ ॥ ૧૦ ॥ ધુપરૂપ અતિકાર્યતાજી, કૃષ્ણાગરૂ જોગ શુદ્ધ ॥ વાસના મહ મહમહેજી, તે તો અનુભવ યોગ ॥ સુહં૦ ॥ ૧૧ ॥ મદ્ય સ્થાનક અડ છાંડવાંજી, તેહ અષ્ટ મંગળીક ॥ જે નૈવેદ્ય નિવેદીએજી, તે મન નિશ્ચલ ઠીક ॥ સુહં૦ ॥ ૧૨ ॥ લવણ ઉતારી ભાવીએંજી, કૃત્રિમ ધર્મનો રે ત્યાગ ॥ મંગળ દીવો અતિ ભલોજી, શુદ્ધ ધરમ પરભાગ ॥ સુહં૦ ॥ ૧૩ ॥ ગીત નૃત્ય વાદીત્રનોજી, નાદ અનહદ સાર ॥ સમરતિ રમણી જે કરીજી, તે સાચો થેઇકાર ॥ સુહં૦ ॥ ૧૪ ॥ ભાવ પુજા એમ ભાવીએજી, સત્ય બજાવોરે ઘંટ ॥ ત્રિભુવન માંહે તે વિસ્તરેજી, ટાળે કરમની રાટ ॥ સુહં૦ ॥૧૫॥ ઇણીપરે ભાવના ભાવતાંજી, સાહેબ જસ સુપ્રસન્ન ॥ જનમ સફળ જગ તેહનોજી, તેહ પુરૂષ ધન્ય ધન્ય ॥ સુહં૦ ॥ ૧૬ ॥ પરમ પુરૂષ પ્રભુ સાંભળોજી, માનો એ મુજ સેવ ॥ દુર કરો ભવ આમળોજી, વાચક જશ કહે દેવ ॥ સુહં૦ ॥ ૧૭ ॥

## અથ છ આવશ્યકનું સ્તવન.

॥ દુહા ॥ ચોવિશે જિનવર નમું, ચતુર ચેતનાકાજ, આવશ્યક જિણે ઉપદિસ્યા, તે થુણસ્યું જિનરાજ ॥ ૧ ॥ આવશ્યક આરાધીએ, દિવસ પ્રતે દોયવાર, દુરિત દોષ દુરે ટળે, એ આતમ ઉપકાર ॥ ૨ ॥ સામાયક ચોવીસત્થો, વંદણ પડિકમણેણ ॥ કાઉસગ્ગ પચ્ચખાણ કર, આતમ નિર્મળ એણ ॥ ૩ ॥ ઝેર જાય જિમ જાંગુલી, મંત્ર તણે મહિમાય ॥ તેમ આવશ્યક આદરે, પાતક દુર પળાય ॥ ૪ ॥ ભાર તજી જિમ ભારવહી, હેલે હળુઓ થાય ॥ અતિચાર આળોયતાં, જન્મ દોષ તિમ જાય ॥ ૫ ॥

## ઢાલ ૧ કપુર હોય અતિ ઉજળું એ દેશી.

પહેલું સામાયક કરો રે, આણી સમતા ભાવ ॥ રાગ રોષ દુરે કરો રે, આતમ એહ સ્વભાવ રે ॥ પ્રાણી સમતા છે ગુણ ગેહ, એતો અભિનવ અમૃત મેહ રે ॥ પ્રાણી સમતા છે ગુણ ગેહ ॥ એ આંકણી ॥ ૧ ॥ આપો આપ વિચારીએ રે, રમિએ આપ સ્વરૂપ ॥ મમતા જે પરભાવની રે, વિષમો તે વિષ કુપ રે ॥ પ્રાણી૦ ॥ ૨ ॥ ભવ ભવ મેળી મુકીયાં રે ॥ ધન કુટુંબ સં-જોગ ॥ વાર અનંતિ અનુભવ્યાં રે, સવિ સંજોગ વિજોગરે ॥ પ્રા૦ ॥ ૩ ॥ શત્રુ મિત્ર જગ કો નહીં રે ॥ સુખ દુઃખ માયા જાળ ॥ જો જાગે ચિત્ત ચેતના રે, તો સવિ દુઃખ વિસરાલ રે ॥ પ્રા૦ ॥ ૪ ॥ સાવદ્ય જોગ સવિ પરિહરો રે, એ સામાયક રૂપ ॥ હૂવા એ પરિણામથી રે, સિદ્ધ અનંત અરૂપ રે ॥ પ્રા૦ ॥ ૫ ॥

## ઢાલ ૨. સાહેલડીની દેશી.

॥ આદીશ્વર આરાહીએ સાહેલડી રે, અજિત ભજો ભગવંત તો ॥ સંભવનાથ સોહામણા ॥ સા૦ ॥ અભિનંદન અરિહંત તો ॥ ૧ ॥ સુમતિ પદ્મપ્રભ પુજીએ ॥ સા૦ ॥ સમરૂ સ્વામી સુપાર્શ્વ તો ॥ ચંદ્રપ્રભ ચિત્ત ધારીએ ॥ સા૦ ॥ સુવિધિ સુવિધિ ઋદ્ધિવાસ તો ॥ ૨ ॥ શીતલ ભુતલ દિનમણિ ॥ સા૦ ॥ શ્રી પુરણ શ્રેયાંસ તો ॥ વાસુપુજ્ય સુરપુજીઆ ॥ સા૦ ॥ વિમલ વિમલ જસ હેત તો ॥૩॥ કરૂં અનંત ઉપાસના ॥ સા૦ ॥ ધરમ ધરમ ધુર ધારતો ॥ શાંતિ કુંથુ અર મલ્લિ નમું ॥ સા૦ ॥ મુનિસુવ્રત વડવીર તો ॥ ૪ ॥ ચરણ નમુ નમીનાથના ॥ સા૦ ॥ નેમીશ્વર કરૂં ધ્યાનતો ॥ પાર્શ્વનાથ પ્રભુ પુજીએ ॥ સા૦ ॥ વંદુ શ્રી વ-ર્ધમાન તો ॥ ૫ ॥ એ ચોવીશે જીનવરા ॥ સા૦ ॥ ત્રિભુવન કરણ ઉદ્યોત તો, મુક્તિપંથ જેણે દાખવ્યો ॥ સા૦ ॥ નિર્મલ કેવળ જ્યોતતો ॥ ૬ ॥ સમકિત શુદ્ધ એહથી હોએ ॥ સા૦ ॥ લીજે ભવનો પાર તો, બીજું આવશ્યક ઇસ્યું ॥ સા૦ ॥ ચોવીસત્થો સાર તો ॥ ૭ ॥

## ઢાલ ૩ ગિરિમાં ગોરો ગીરૂઓ એ દેશી.

બે કર જોડી (૨) ગુરૂચરણે દેઉ વાંદણાં રે, આવશ્યક પચવીશ ધારો રે ॥ ધારો રે (૨) દોષ બત્રીશ નિવારીએ રે ॥ ૧ ॥ ચાર વાર ગુરૂ ચરણે મસ્તક નામીએ રે ॥ બાર કરી આવર્ત્ત ખામો રે, ખામો રે (૨) વળી તેત્રીશ આશાતનારે ॥ ૨ ॥ ગીતારથ ગુણ ગિરૂઆ ગુરૂને વંદતાં રે, નીચ ગોત્ર ક્ષય જાય, થાએ રે (૨) ઉંચ ગોત્રની અરજના રે ॥ ૩ ॥ આણ ઓળંગે કોઇ ન જગમાં તેહની રે, પરભવ લહે સૌભાગ્ય ભાયગરે (૨) દીપે જગમાં તેહનું રે ॥ ૪ ॥ કૃષ્ણરાય મુનિવરને દીધાં વાંદણાં રે, ક્ષાયક સમકિત સાર, પામ્યા રે (૨) તીર્થંકર પદ પામશે રે ॥ ૫ ॥ શીતલ આચારજ જિમ ભાણેજને રે, દ્રવ્ય વાંદણાં દીધ ॥ ભાવે રે (૨) દેતાં વળી કેવળ લહ્યું રે ॥૬॥ એ આવશ્યક ત્રીજું એણી પેરે જાણજ્યો રે, ગુરૂવંદણ અધિકાર કરજો રે (૨) વિનયભક્તિ ગુણવંતની રે ॥૭॥

## ઢાલ ૪

॥ ચેતન ચેતો રે ચેતના ॥ એ દેશી ॥ જ્ઞાનાદિક જિનવર કહ્યા રે, જે પાંચે આચાર તો ॥ દોય વાર તે દિન પ્રતે રે, પડિકમીએ અતિચાર, જયોજિન વિરજી રે ॥૧॥ આલોઇને પડિકમી રે, મિચ્છામિ દુક્કડ દેય ॥ મન વચ કાય શુદ્ધ કરી રે, ચારિત્ર ચોખું કરેય ॥ જયો૦ ॥ ૨ ॥ અતિચાર શલ્ય ગોપવે રે, ન કરે દોષ પ્રકાશ ॥ માછી મલ્લ તણી પરે રે, તે પામે પરિહાસ ॥ જયો૦ ॥ ૩ ॥ શલ્ય પ્રકાશે ગુરૂમુખે રે, હોય તસ ભાવ વિસુદ્ધ ॥ તે હસી હારે નહીં રે કરે કર્મ શું જુદ્ધ ॥ જયો૦ ॥ ૪ ॥ અતિચાર ઇમ પડિકમી રે, ધર્મ કરો નિશલ્ય. જિત પતાકા તિમ વરો રે, જિમ જગ કહ્યહીં મલ્લ ॥ જયો૦ ॥૫॥ વંદિતુંવિધિશું કહોરે, તિમ પડિકમણા સૂત્ર, ચોથું આવશ્યક ઇશું રે, પડિકમણા સૂત્ર પવિત્ર ॥ જયો૦ ॥ ૬ ॥

## ઢાલ ૫

॥ હવે નિસુણો ઇહાં આવીઆ એ ॥ દેશી ॥ વૈદ વિચક્ષણ

જમ હરે એ, પહેલાં સાલ વિકાર તો ॥ દોષ શેષ પછી રૂઝવા એ, કરે ઓસડ ઉપચાર તો ॥ ૧ ॥ અતિચાર વ્રણ રૂઝવા એ, કાઉસગ્ગ તિમ હોય તો ॥ નવ પલ્લવ સંજમ હુવે એ, દૂષણ નવ રહે કોય તો ॥ ૨ ॥ કાયાની થિરતા કરીએ, ચપળ ચિત્ત કરો ઠામતો ॥ વચન જોગ સવિ પરિહરી એ, રમીએ આતમરામતો ॥ ૩ ॥ સાસ ઉસાસાદિક કહ્યા એ, જે સોલે આગાર તો ॥ તેહ વિના સવી પરિહરો એ, દેહ તણા વ્યાપાર તો ॥ ૪ ॥ આવશ્યક એ પાંચમું એ, પંચમી ગતિ દાતાર તો ॥ મન શુદ્ધે આરાધીએં એ, લહીએં ભવનો પાર તો ॥ ૫ ॥

## ઢાલ ૬

॥ વ્હાલમ વેહેલારે આવજો ॥ એ દેશી ॥ સુગુણ પચ્ચખાણ આરાધજયો, એહ છે મુગતિનું હેત રે ॥ આહારની લાલચ પરિહરો, ચતુર ચિત્ત તું ચેત રે ॥ સુ૦ ॥ ૧ ॥ સાલ કાઢયું વ્રણ રૂઝવ્યું, ગઇ વેદના દુર રે ॥ પછી ભલા પથ્ય ભોજન થકી, વધે દેહ જિમ નુર રે ॥ સુ૦ ॥ ૨ ॥ તિમ પડિક્કમણ કાઉસગ્ગથી, ગયો દોષ સવિ દુષ્ટ રે ॥ પછી પચ્ચખાણ ગુણ ધારણે, હોયે ધર્મ તનુ પુષ્ટ રે ॥ સુ૦ ॥ ૩ ॥ એહથી કર્મ કાદવ ટળે, એહ છે સંવર રૂપ રે ॥ અવિરતિ કુપથી ઉધરે, તપ અકલંક સરૂપ રે ॥ સુ૦ ॥ ૪ ॥ પુરવ જનમ તપ આચર્યો, વિશલ્યા થઇ નાર રે ॥ જેહના નવણના નીરથી, શમે સકલ વિકાર રે ॥ સુ૦ ॥ ૫ ॥ રાવણે શક્તિ શસ્ત્રે હણ્યો, પડ્યો લખમણ સેજ રે ॥ હાથ અડતાં સચેતન થયો, વિશલ્યા તપ તેજ રે ॥ સુ૦ ॥ ૬ ॥ છઠું આવશ્યક કહ્યું, એહવું તે પચ્ચખાણ રે ॥ છ એ આવશ્યક જેણે કહ્યાં, નમું તે જગ ભાણ રે ॥ સુ૦ ॥ ૭ ॥

## કલશ.

॥ તપ ગચ્છ નાયક મુગતિ દાયક, શ્રી વિજય દેવ સૂરીશ્વરો તસ પટ્ટ દીપક મોહ ઝીપક, શ્રી વિજય પ્રભ સૂરી ગણધરો ॥૧॥

શ્રી કીર્તિ વિજય ઉવજ્ઝાય સેવક, વિનય વિજય વાચક કહે ॥ છ આવશ્યક જે આરાધે, તેહ શિવ સંપદ લહે ॥ ૨ ॥ ઇતિ શ્રી ષડાવશ્યક સ્તવન સંપુર્ણ.

## રૂષભજીન વિનંતી ( નાની )

॥ સુણ જીનવર શેત્રુંજા ધણીજી, દાસતણી અરદાસ ॥ તુજ આગળ બાળક પરેજી, હું તો કરૂં વેષાશરે ॥ જીનજી મુજ પાપીનેરે તાર ॥ તું તો કરૂણારસ ભર્યોજી, તું સહુનો હિતકારરે જીનજી ॥ મુજ૦ ॥ ૧ ॥ હું અવગુણનો ઓરડોજી, ગુણ તો નહીં લવલેશ ॥ પરગુણ પેખી નવિ શકુંજી, કેમ સંસાર તરંસરે ॥ જીનજી ॥ મુજ૦ ॥ ૨ ॥ જીવતણા વધ મેં કર્યાજી, બોલ્યા મૃષાવાદ ॥ કપટ કરી પરધન હર્યાજી, સેવ્યા વિષય સંવાદરે ॥ જીનજી ॥ મુજ૦ ॥ ૩ ॥ હું લંપટ હું લાલચીજી, કર્મ કીયા કેઇ ક્રોડ ॥ ત્રણ ભુવનમાં કો નહીંજી, જે આવે મુજ જોડરે, જીનજી ॥ મુજ૦ ॥ ૪ ॥ છિદ્ર પરાયાં અહનીશજી, જોતો રહું જગનાથ ॥ કુગતિ તણી કરણી કરીજી, જોડયો તેહશું સાથરે ॥ જીનજી ॥ મુજ૦ ॥ ૫ ॥ કુમતિ કુટિલ કદાગ્રહીજી, વાંકી ગતિ મતિ મુજ ॥ વાંકી કરણી માહરીજી, શી સંભળાવું તુજરે ॥ જીનજી ॥ મુજ૦ ॥૬॥ પુન્યવિના મુજ પ્રાણીઓજી, જાણે મેલું'રે આથ ॥ ઊંચા તરૂવર મોરીયાજી, ત્યાંહી પસારે હાથરે ॥ જીનજી ॥ મુજ૦ ॥ ૭ ॥ વીણ ખાધા વીણ ભોગવ્યાજી, ફોગટ કર્મ બંધાય ॥ આર્તધ્યાન મિટે નહીંજી કીજે કવણ ઉપાયરે ॥ જીનજી ॥ મુજ૦ ॥ ૮ ॥ કાજળથી પણ શામળાજી, મારામન પરણામ ॥ સોણામાંહી તાહરૂંજી, સંભારૂ નહીં નામરે ॥ જીનજી ॥ મુજ૦ ॥ ૯ ॥ મુગ્ધ લોક ઠગવા ભણીજી, કરૂં અનેક પ્રપંચ ॥ કુડકપટ હું કેળવીજી પાપ તણો કરૂ સંચરે ॥ જીનજી ॥ મુજ૦ ॥ ૧૦ ॥ મન ચંચળ ન રહે કીમેજી, રાચે રમણીરે રૂપ ॥ કામ વિટંબન શી કહુંજી, પડીશ હું દુર્ગતિ કુપરે ॥ જીનજી ॥ મુજ૦ ॥ ૧૧ ॥ કિરયા કહું ગુણ

માહરાજી, કીશ્યા કહું અપવાદ ॥ જેમ જેમ સંભારૂં હઇયેજી, તેમ તેમ વધે વિખવાદરે ॥ જીનજી ॥ મુજ૦ ॥ ૧૨ ॥ ગિરૂઆતે નવિ લેખવેજી, નિગુણ સેવકની વાત ॥ નિચતણે પણ મંદિરેજી, ચંદ્ર ન ટાળે જયોતરે ॥ જીનજી ॥ મુજ૦ ॥ ૧૩ ॥ નિગુણો તો પણ તાહરોજી, નામ ધરાવ્યું દાસ ॥ કૃપા કરી સંભારજોજી પુરજો મુજ મન આશરે ॥ જીનજી ॥ મુજ૦ ॥ ૧૪ ॥ પાપી જાણી મુજ ભણીજી, મત મુકો વિસાર ॥ વિખ હળાહળ આદર્યુંજી, ઇશ્વર ન તજે તાસરે ॥ જીનજી ॥ મુજ૦ ॥ ૧૫ ॥ ઉત્તમ ગુણકારી હુએજી, સ્વાર્થ વિના સુજાણ ॥ કરસણ સિંચે સર ભરેજી, મેહ ન માગે દાણરે ॥ જીનજી ॥ મુજ૦ ॥ ૧૬ ॥ તું ઉપગારી ગુણ નિલોજી, તું સેવક પ્રતિપાળ ॥ તું સમરથ સુખ પુરવાજી, કર માહરી સંભાળરે ॥ જીનજી ॥ મુજ૦ ॥ ૧૭ ॥ તુજને શું કહીએ ઘણુંજી, તું સો વાતે જાણ ॥ મુજને થાજો સાહીબાજી, ભવ ભવ તાંહરી આણરે ॥ જીનજી ॥ મુજ૦ ॥ ૧૮ ॥ નાભિરાયા કુળ ચંદલોજી, મારૂદેવીના નંદ ॥ કહે જીન હર્ખ નિવાજજયોજી, દેજો પરમાનંદરે ॥ જીનજી ॥ મુજ પાપીને તાર ॥ ૧૯ ॥

## અથ રત્નાકર પ્રચ્ચીશી.

॥ શ્રેયઃ શ્રિયાં મંગલકેલિસદ્મ, નરેંદ્રદેવેંદ્રનતાંઘ્રિપદ્મ ॥ સર્વજ્ઞ સર્વાતિશય પ્રધાન, ચિરં જય જ્ઞાનકલાનિધાન ॥ ૧ ॥ જગત્રયાધાર કૃપાવતાર, દુર્વારસંસારવિકારવૈદ્ય ॥ શ્રીવીતરાગ ત્વયિ મુગ્ધભાવાદ્, વિજ્ઞપ્રભો વિજ્ઞપયામિ કિંચિત્ ॥ ૨ ॥ કિંબાલલીલાકલિતો ન બાલઃ પિત્રોઃ પુરો જલ્પતિ નિર્વિકલ્પં ॥ તથા યથાર્થં કથયામિ નાથ, નિજાશયં સાનુશયસ્તવાગ્રે ॥૩॥ દત્તં ન દાનં પરિશીલિતં ચ, ન શાલિશીલં ન તપોભિતપ્તં ॥ શુભો ન ભાવોપ્યભવદ્ભવેસ્મિન, વિભોઽમયા ભ્રાંતમહો મુધૈવ ॥ ૪ ॥ દગ્ધોગ્નિના ક્રોધમયેન દષ્ટો, દુષ્ટેન લોભાખ્યમહોરગેણ ॥ ગ્રસ્તોભિમાનાજગરેણ માયા, જાલેન બધ્ધોસ્મિ કથં ભજે ત્વામ્ ॥ ૫ ॥ કૃતં મયા

મુત્ર હિતં ન ચેહ, લોકેપિ લોકેશ સુખં ન મે ભૂત્ ।। અસ્મા દૃશાં કેવલમેવ જન્મ, જીનેશ જજ્ઞે ભવપુરણાય ।। ૬ ।। મન્યે મનો યન્ન મનોજ્ઞવૃત્તં, ત્વદાસ્યપીયુષમયુખલાભાત ।। દ્રુતં મહા નંદ રસં કઠોર, મસ્માદૃશાં દેવ તદશ્મતોપિ ।। ૭ ।। ત્વત્તઃસુદુઃપ્રાપ્ય મિદં મયાપ્તં, રત્નત્રયં ભુરિ ભવભ્રમેણ ।। પ્રમાદનિદ્રાવશતો ગતં તત્, કસ્યાગ્રતો નાયક પુત્કરોમિ ।। ૮ ।। વૈરાગ્યરંગઃ પરવંચનાય, ધર્મોપદેશો જનરંજનાય ।। વાદાય વિદ્યાધ્યયનં ચ મે ભુત્, કિયદ્ બ્રુવે હાસ્યકરં સ્વમીશ ।। ૯ ।। પરાપવાદેન મુખં સદોષં, નેત્રં પરસ્ત્રીજનવીક્ષણેન ।। ચેત પરાપાયવિચિંતનેન, કૃતં ભવિષ્યામિ કથં વિભોહં ।। ૧૦ ।। વિડંબિતં યત્સ્મરઘસ્મરાર્તી, દશાવશા-ત્સ્વં વિષયાંધલેન ।। પ્રકાશિતં તદ્ભવતો હ્રિયૈવ, સર્વજ્ઞ સર્વં સ્વ-યમેવ વેત્સિ ।। ૧૧ ।। ધ્વસ્તોન્યમંત્રૈઃ પરમેષ્ઠિમંત્ર કુશાસ્ત્રવાક્યૈ ર્નિહિતાગમોક્તિ ।। કર્તું વૃથા કર્મ કુદેવસંગા, દવાંછિ હિ નાથ મતિભ્રમોમે ।। ૧૨ ।। વિમુચ્ય દૃગલક્ષ્યગતં ભવંતં, ધ્યાતા મયા મુઢધિયા હૃદંત ।। કટાક્ષવક્ષોજ ગભીરનાભિ, કટિતટિયાઃ ।। સુદશાં વિલાસાઃ ।। ૧૩ ।। લોલેક્ષણાવક્ત્રનિરીક્ષણેન, યો માનસે રાગલવો વિલગ્ન ।। ન શુદ્ધસિદ્ધાંત પયોધિ મધ્યે, ધોતોપ્યગાત્તારક કા-રકિંણું ।। ૧૪ ।। અંગં ન ચંગં ન ગણો ગુણાનાં, ન નિર્મલઃ કોપિકલાવિલાસ ।। સ્ફુરત્પ્રભાન પ્રભુતા ચ કાપિ, તથા પ્યહંકારકદર્થિતોહં ।। ૧૫ ।। આયુર્ગલત્યાશુ ન પાપબુદ્ધિ, ર્ગતં વયો નો વિષયાભિલાપઃ ।। યત્નશ્ચ ભૈષજ્યવિધૌ ન ધર્મે, સ્વામિન્મહામોહવિડંબના મે ।। ૧૬ ।। નાત્મા ન પુણ્યં ન ભવો ન પાપં, મયા વિટાનાં કટુગીરપીયં ।। અધારિ કર્ણે ત્વયિ કેવલાર્કે, પરિસ્ફુટે સત્યપિ દેવ ધિગ્ માન્ ।। ૧૭ ।। ન દેવપુજા, ન ચ પાત્રપુજા ન શ્રાદ્ધધર્મશ્ચ ન સાધુધર્મઃ ।। લબ્ધ્વાપિ માનુષ્ય મિદં સમસ્તં, કૃતં મયારણ્યવિલાપ તુલ્યં ।। ૧૮ ।। ચક્રેમયા સ-ત્સ્વપિ કામધેનુ, કલ્પદ્રુ ચિંતામણિષુ સ્પૃહાર્ત્તિ ।। ન જૈનધર્મે સ્ફુ-ટશર્મદેપિ, જીનેશ મે પશ્ય વિમૂઢભાવં ।। ૧૯ ।। સદ્ભોગ લીલા

ન ચ રોગકીલા, ધનાગમો નો નિધનાગમશ્ચ ॥ દારા ન કારા નરકસ્ય ચિત્તે, વ્યચિંતિ નિત્યં મયકાધમેન ॥ ૨૦ ॥ સ્થિતં ન સાધોર્હૃદિ સાધુવૃત્તાંત, પરોપકારાન્નયશોર્જિતં ચ ॥ કૃતં ન તીર્થોદ્ધરણાદિ કૃત્યં, મયા મુધા હારિતમેવ જન્મ ॥ ૨૧ ॥ વૈરાગ્યરંગો ન ગુરૂદિતેષુ, ન દુર્જનાનાં વચનેષુ શાંતિ ॥ નાધ્યાત્મલેશો મમકોપિ દેવ, તાર્ય: કથંકારમયં ભવાબ્ધિ: ॥ ૨૨ ॥ પુર્વે ભવેકારિ મયા ન પુણ્યં, આગામિજન્મ ન્યપિનો કરિષ્યે ॥ યદિદૃશોહં મમ તેન નષ્ટા, ભુતોદ્‌ભવદ્‌ભાવિ ભવત્રયીશ ॥ ૨૩ ॥ કિંવા મુધાહં બહુધા સુધાભુક્, પુજ્ય ત્વદગ્રે ચરિતં સ્વકીયં ॥ જલ્પામિ યસ્માત્ ત્રિજગત્સ્વરૂપ, નીરૂપ કસ્ત્વં કિયદેતદત્ર ॥ ૨૪ ॥ દીનોદ્ધાર ધુરંધર સ્ત્વદપરો નાસ્તે મદન્યત્ કૃપા, પાત્રં નાત્રજને જીનેશ્વર તથાપ્યેતાં ન યાચે શ્રિયં કિંત્વર્હન્નિદમેવ કેવલમહો સદ્‌બોધિરત્નં શિવં, શ્રીરત્નાકરમંગલૈકનિલયશ્રેયસ્કરં પ્રાર્થયે ॥ ૨૫ ॥

ઇતિ શ્રી રત્નાકર પચ્ચીશી સંપુર્ણ.



# સ્નાત્ર પૂજા.

## હરેક સ્નાત્ર ભણાવતાં પહેલાં નીચે પ્રમાણે વિધિ કરવો.

### સ્નાત્ર ભણાવવામાં ઘેરથી દેરાસરે લઇ જવાની ચીજોનાં નામ.

નાડું, ઘીનો દીવો, ચોખા, નિવેદ, ફળ, અગરબત્તી, પંચામૃત ( ઘી, દુધ, દહીં, સાકર, પાણી ), કેસર, ફુલ, નાણું, કપુર, માટી, મીઠું, બરાસ.

### વિધિ.

પ્રથમ પુર્વદિશા સન્મુખ અથવા ઉત્તર દિશા સન્મુખ પ્રતિમાજીનું મુખ આવે, એવી રીતે ઉપરાઉપરી શુદ્ધ કરી, ધુપ, દીપ વડે પવિત્ર કરેલા ત્રણ બાજોઠ, જલાદિકથી શુદ્ધ કરેલી, ધુપાદિકથી પવિત્ર કરેલી, ગુલાબ કેવડા પ્રમુખના સુગંધીત પાણીથી છંટકાવ કરેલી અને ફુલની વૃષ્ટિ કરેલી ભુમિપર સ્થાપન કરવા. તેના ઉપર પ્રતિમાજી પધરાવવા માટે સિંહાસન સ્થાપન કરવું, સિંહાસન ન હોય તો થાળ મુકવો. કદાપિ બે બાજોઠ અને ત્રીજું સિંહાસન હોય તોપણ અડચણ નહિ. સઘળા બાજોઠના મધ્ય ભાગમાં એકેક કેસરનો સાથીઓ કરવો. નીચેના બે બાજોઠ ઉપર કેસરના સાથીઆ કરેલા હોય તેના ઉપર ચોખાના સાથીઆ કરવા. અને ઉપર ફળ, સોપારી આદિ મુકવું. પછી સિંહાસનમાં અથવા થાળ હોય તો થાળમાં બે સાથીઆ કેસરથી કરવા. પછી ત્રણ નવકાર ગણી એક સાથીઆ ઉપર પંચતીર્થી પ્રતિમા સ્થા-

પન કરવી. તેની આગળ બીજા સાથીઆ ઉપર સિદ્ધચક્ર સ્થાપન કરવા. સ્નાત્રનું જળ નીચે ન પડે માટે સિંહાસન નીચે પિત્તળની કુંડી મુકવી. સ્નાત્ર પુજા થઇ રહ્યા પછી તે કુંડીમાંનું પાણી કોઇનો પગ ઉપર ન આવે એવી જગાએ નાંખવું. એ ત્રણ બાજોઠની આગળ એક પાટલો અથવા બાજોઠ શુધ કરી મુકવો. તેના ઉપર હાર બંધ બે અથવા ચાર સાથીઆ કરીને ઉપર ચોખા પુરવા. તેના ઉપર સોપારી, બદામ વગેરે મુકવું. પછી ચોખ્ખું પાણી, દુધ, દહીં, ઘી, અને સાકર તેનું પંચામૃત બનાવીને તેમાં ફુલ, બરાસ, કેસર, ચંદન આદિ સુગંધીત પદાર્થ નાંખીને શુદ્ધ નિર્મળ કળશ, જેટલા સાથીઆ કર્યા હોય તેટલા ઉપર, ઉપર પ્રમાણે પંચામૃતના કળશ ભરીને સાથીઆ ઉપર મુકવા. અને ગળામાં નાળચાની સાથે 8 આવી આંટી પાડી નાડુ બાંધવું. તે કળશના ઉપર શુદ્ધ અંગલોહણાની ગડી વાળી ઢાંકવું. પ્રતિમાના જમણા પાસે પ્રતિમાની નાસિકા બરોબર શિખા આવે એવી રીતે ફાનસમાં દીવો મુકવો. ડાબે પાસે ધુપધાણું મુકવું. સિંહાસન ઉપર ચંદરવા તોરણ બાંધવાં. ભગવાનના ઉપર ઉપરાઉપરી ત્રણ છત્ર ધારણ કરવાં. પછી બે અથવા ચાર સ્નાત્રીયાએ નાહી શુદ્ધ થઇ વસ્ત્રાલંકાર પહેરી સુશોભીત થઈ, કપાળમાં તિલક કરી આઠ પડો મુખકોશ બાંધી હાથ ધોઇને ધુપ, દીપથી પવિત્ર કરી ને ત્રણ આંટાથી નાડું હાથે બાંધી, હાથ કેસર આદિકથી ચર્ચીત કરી ઉભા રહેવું. અહીંઆં બાજોઠ સિંહાસન, દીવી, આરતી, મંગળ દીવો, ચામરની દાંડી વગેરે જે જે ચીજો સ્નાત્રમાં કામ આવે એવી હોય, તે સર્વને નાડુ બાંધવું.

સ્નાત્ર ભણાવ્યા પછી તરતજ મોટી પુજા ભણાવવી હોય તો પ્રતિમાજી નીચે જેવી પુજા હોય તે પ્રમાણે નકરામાં રૂપા નાણું મુકવું.

હાલ કંકુ વાપરવાની પ્રવૃત્તિ છે પણ કુંકુ વાપર્યા પછી પ્રતિમાજીને અડકી શકાય નહિ માટે કેસર વાપરવાનું લખ્યું છે.

# અથ દેવપાળ કવિકૃત સ્નાત્ર પૂજા પ્રારંભ.

॥ ગાથા ॥ આર્યા ॥ મુક્તાલંકાર વિકાર, સાર સૌમ્યત્વ-કાંતિ કમનીયમ્ ॥ સહજ નિજરૂપ નિર્જિત, જગત્રયંપાતુ જિન બિંબમ્ ॥૧॥ એ ગાથા કહી પ્રતિમાજીના અલંકાર ઉતારીયે ॥ ગાથા ॥ અવણિય કુસુમાહરણં, પઇપયઇટ્ઠિય મણોહરચ્છાયમ્ ॥ જિણરૂવં મજ્જણપીઠં, સંઠિઅંવો સિવં દિસઉ ॥ ૨ ॥ એ ગાથા ભણી નિર્માલ્ય ઉતારીયે ॥ ગાથા ॥ બાળતણમ્મિ સામિઅ, સુમેરૂ સિહરમ્મિ કણયકળસેહિં ॥ તિઅસાસુરેહિં ન્હવિઓ, તે ધન્નાજેહિં દિઠ્ઠોસિ ॥ ૩ ॥ એ ગાથા કહી, કળશે પખાલ કરી જમણે અંગુઠે* પુજીયે. પછી સ્નાત્રકારકના હાથ, ધુપ ચંદને વાસી હાથમાં કુસુમાંજલિ આપી, પ્રભુની જમણી બાજુએ પાટલા ઉપર ઉભો રાખીયે. પછી નમોઽર્હત્ સિ૦ કહીયે.

॥ ઢાળ ॥ ચાલ ॥ પવિત્ર ઉદક લેઇ અંગ પખાલી ॥ વિવિધ વસ્ત્ર જાદવ ચિરમાલી ॥ કુસુમાંજલિ મ્હેલો આદિજિણંદા ॥ તોરા ચરણકમળ સેવે ચોસઠ ઇંદા ॥ કુસુમાં૦ ॥ ૧ ॥(ગાથા) આર્યા ॥ સયવત્ત કુંદ માલઇ, બહુવિહ કુસુમાઇ પંચ વન્નાઇ ॥ જિણનાહ ન્હવણ કાલે, દિંતિ સુરા કુસુમાંજલિ હિઠ્ઠા ॥ એમ કહી, પ્રભુને ચરણે કુસુમાંજલિ+ ચઢાવીયે ॥ ઇતિ પ્રથમ કુસુમાંજલિ: ॥ ૧ ॥ નમોઽર્હત્ સિ૦ ॥ કહીયે.

॥ ઢાળ ॥ ચાલ ॥ સિંહાસન સામી થાપીજે, પયકમળે કુસુમાંજલિ દીજે ॥ કુસુમાંજલિ મ્હેલો શાંતિજિણંદા ॥ તોરા ચરણકમળ સેવે ચોસઠ ઇંદા ॥ કુસુ૦ ૨ ॥ ગાથા ॥ દોહા ॥ જા

---

* જમણે અંગુઠે પખાલ કરી અગલોહણું કરી પૂજા કરવી.

\+ એક તાસકમાં કુસુમાંજલી માટે ફુલ રાખી મૂકવાં. તેમાંથી દરેક વખત થોડાં થોડાં લઇ ગાથા પૂરી થએ પ્રભુને ચઢાવવાં. અને તે લેતાં પહેલાં હાથ થોડા ધુપવાસીત કરવા.

મુક્કિય સુરાસુરેહિં, મજ્જણ પઢમ જિનેસ ॥ સા કુસુમાંજલિ અવ-હરઉ, ભવિયહ દુરિય અસેસ ॥ એમ કહી કુસુમાંજલિ ચડાવીએ ॥ ઇતિ દ્વિતીય કુસુમાંજલિ: ॥ ૨ ॥ નમોઽર્હત્ સિ૦ ॥ કહીયે ॥

॥ ઢાળ ॥ ચાલ ॥ કનક કળશ જળ નિર્મળ ભરિયે, સા-મીને સિરપર ન્હવણજ કરિયે ॥ કુસુમાંજલિ મ્હેલો નેમિ જિણંદા ॥ તોરાં ચરણ૦ ॥ કુસુમાં૦ ॥ ૩ ॥ ગાથા ॥ આર્યા ॥ ગંધાઙ-ઢ્ઢિય મહુયર, મનહર ઝંકાર સદ્દ સંગીયા ॥ જિન ચલણો વરિ મુક્કા, હરઉ તુમ્હ કુસુમાંજલી દુરિયં ॥ ૩ ॥ એમ કહી કુસુ-માંજલિ ચઢાવીયે ॥ ઇતિ તૃતીય કુસુમાંજલિઃ ॥ ૩ ॥ નમોઽર્હત્ સિ૦ કહીયે.

॥ ઢાળ ॥ ચાલ ॥ અગર કપુરે ધુપ કર વાસીજે, કર સં-પુટ ચંદન ચરચીજે ॥ કુસુમાંજલિ મ્હેલો પાસ જીણંદા ॥ તોરાં ચરણ૦ ॥ કુસુમાં૦ ॥ ૪ ॥ વસ્તુ ॥ મુક્ક જિનવર મુક્ક જિનવર ન્હવણ કાલંમિ, કુસુમાંજલિ સુરવરેહિં, મહમહંતિ તિહુયણ મહ-ઢ્ઢિય, નિવડંતુ જિન પય કમલિં હરઉ દુરિય સિરિસમણ સંઘહ, પાસજીણંદહ પય કમલિં, દેવિહિં મુક્ક સંતોસ ॥ સા કુસુમાંજલી અવહરઉ, ભવિયહ દુરિઅહ અસેસ ॥ ૪ ॥ એમ કહી, કુસુમાં-જલિ ચઢાવીયે ॥ ઇતિ ચતુર્થ કુસુમાંજલિ: ॥ ૪ ॥ નમોઽર્હત્ સિ૦ ॥ કહીયે.

॥ ઢાળ ॥ ચાલ ॥ સરસ સેવંતરી માલતી માળા, ગુણગાવે ઇમ કવિય દેપાલા ॥ ઋષભ અજીત સંભવ ગુણ ગાઊં, અનંત ચોવીશી જિનની ઓળગ પાઊં ॥ કુસુમાંજલિ મ્હેલો વીર જી-ણંદા ॥ તોરાં ચરણ૦ ॥ કુસુમાં૦ ॥ ૫ ॥ વસ્તુ ॥ જાઈ જુઇહિં કુંદ મંદાર, નીલુપ્પલ કમલદલ, સિંદુવાર ચંપય સમુજ્જલ, પસ-રંતુ પરિમલ મિલિય, ગંધલુદ્ધ ભમંત મહુયર, પય કુસુમાંજલિ જિન ચલણિં, ચિંતિય પાવપણાસ, મુક્કિય તારાગણ સરિસ, (પા-ઠાંતરે) મુક્કિય તારા અણુસરિસ, ભવિયહ પુરઉ આસ ॥ ૫ ॥

એમ ભણીને કુસુમાંજલિ ચઢાવીએ. છુટાં ફુલ, ભગવંતની સન્મુખ વધાવીએ, કુસુમનો મેઘ વરસાવીએ ॥ ઇતિ પંચમ કુસુમાંજલિઃ ॥ ૫ ॥ પછી.

## ॥ અથ આદિનાથ જન્માભિષેક ॥

॥ વસ્તુ ॥ વિણિય નયરી વિણિય નયરી, નાભિ નિવગેહિં, મરૂદેવિહિં ઊયરિસર, રાય હંસસારિછુ સામિય, સિરિ રિસહેસર પઢમ જિણ, પઢમ રાયવર વસહગામિય, વસહ અલંકિય કણય તણું, જાયો જગ આધાર ॥ તસુ પય વંદિય તસુ તણા, કહિસુ જન્મ સુવિચાર ॥ ૧ ॥ ઢાળ ॥ સવઠ્ઠવિમાણહ ચવિય નાહ, ઊવઝા ઊરિં આવિઅ ગયવિબાહ ॥ કુલઘર સિરિનાભિ નરિંદગેહિ, સુસમ દુસ્સમ તિય અરયછેહિં ॥ ૨ ॥

॥ હરિગીત છંદ ॥ સુસમ દુસ્સમ, અરયમંડણ, સવ્વઠ્ઠ વિમાણહ, સુરચવિં ॥ સિરિનાભિરાયા, કુલહમંડણ, ઊવઝા ઊરિં, અવતરિં ॥ સુવિસાલ માળા, પઉઢ મુગતા, ગીત નાદ, સવે કરે ॥ ઉત્સવ જાણી, મન્ન આણી, તિથ્થંકર કુળ અવતરે ॥ ૩ ॥ હવે દાન દીજે, પુન્ય કીજે, મન્ન રીઝે, અતિ ઘણા ॥ ઘર ઘર મંગળ તરિયાં તોરણ, ઉત્સવ હોય વધામણાં ॥ નિસિભરે પોઢી, હરખ આણી, ઈસ્યુ જાણી, ઈમ કહે ॥ પાછલી રાતે, પ્રભાત વેળા, સુપન મરૂદેવા લહે ॥ ૪ ॥

## ॥ અથ સુપનની ઢાળ ઉલાલાની ॥

॥ પ્રથમ ઐરાવણ દીઠો, નયણે અમીય પઇઠો ॥ બીજે વૃષભ ઉદાર, દીઠો અતિ સુખકાર ॥ ૧ ॥ ત્રીજે મૃગપતિ પેખે, દરિસણ દુરિત ઉવેખે ॥ ચોથે લખમીઅ સોહે, જિણ દીઠે જગ મોહે ॥ ૨ ॥ પાંચમે કુસુમની માળા, છઠે ચંદ્ર વિશાળા ॥ સાતમે તમહર દિનકર, આઠમે ઈંદ્ર ધ્વજ જયકર ॥ ૩ ॥ નવમે કળશ મનોહર, દશમે પદ્મ સરોવર ॥ ઇગિયારમે સાગર સુંદર, બારમે અમરનું મંદિર ॥ ૪ ॥ તેરમે મણિભર ગગનિ, ચઉદમે નિર્ધૂમ

અગનિ ॥ ઇતિ સુણી સુપનના પાઠક, બોલ્યા નિજ મુખ વાચક ॥ ૫ ॥ રાજન્! તુમ સુત હોસે, ત્રિભુવન તસ મુખ જોસે ॥ નરપતિ અહુવા જિણંદ ॥ તુમ કુળ આવ્યો એ ચંદ ॥ ૬ ॥ રાય દિયે બહુ માન, પાઠકને ઘણાં દાન ॥ પાઠક સુપન સુણાવે, ઘરણી નિજ ઘર આવે ॥ ૭ ॥

॥ મુળ ગાથા ॥ મરૂદેવીહિં ઉયરિં ઉપ્પન્નહ જામ, ચઉદશ વર સુમણા લહિય તામ ॥ ચિત્તહ વદિ અઠમી સાઢરિખ્ખ, ક્રમિ ક્રમિ જિણ જાઇઓ રહિય દુખ્ખ ॥

॥ વસ્તુછંદ ॥ અઠ અઠય અઠ અઠય ઉંહ અહો દિસિ, દિસિ કુમરી છપ્પન્નતિહિં ॥ રૂવવંત વરભત્તિ જુત્તિય, રૂઅગ પવ્વય ચિહું દિસિં ॥ અઠ અઠ ચિહું વિદિસિ પહુત્તિય, ચઉરો રૂઅગ દિવ્વ પુણ ॥ આવીય નાભિહિગેહિં, જનની નમિય આરંભિયો, જન્મ મહોત્સવ તેહિં ॥

॥ ઢાળ ॥ ચાલ ॥ અઠ સંવઠ વાયેણ કયવર હરઈ, અઠ ગંધોદકિં વુઠી કુમરી કરઇ ॥ અઠદપ્પણધરા, અઠ ભિંગારયા, અઠવર વીંજણા, અઠ ચામર જુઆ ॥ ૫ ॥ ચઉર દીવય ધરા, ચઉર રિખ્ખાકરા, ગાઇઅ નચ્ચિઅ, તિન્નિ કેલી હરા ॥ કરિય જિન મજ્જણ ઓ જનની સુકુમારિયા, અપ્પિઓ નિય નિય ઠાણ સવ્વે ગયા ॥ ૬ ॥ તખ્ખણે ચલિય સિંહાસણ સુરવઈ, ઘંટનાએણ તિહિ સયલ સુર મેલઈ ॥ પાલયા રૂઢ જિન જન્મ ગિહિ આવિઓ, પંચ રૂવે કરી રિસહ મેરૂ નિઓ ॥ ૭ ॥

॥ વસ્તુછંદ ॥ ઇંદિ તથ્થય ઇંદિ તથ્થય વીસ ભુવણિંદ, વંતર પહુ બત્તીસ દુઅ ચંદ સૂર કપ્પિંદ દસવર, ચઉસઠ્ઠિઅ મિલિઅ હરિ, ન્હવઈ નાહ બહુભત્તિ નિપ્ભર, અઠ સહસ ચઉસઠ્ઠિ જુઅ, પંચવન્ન કલસેહિં, હવઈ સોહમ્મઊ જિન ન્હવઇ, તંપભણુ સંખેવિ.

॥ ઢાળ ॥ ( ચાલ ) ॥ ઇસાણિંદ જિન ઉચ્છંગ લેઇ, ચઊ ધવલ વસહ સુરવઈ કરેઈ ॥ તસુસિંગિહિ અઠ સુગંધ ધાર, જલ

નિવડઈ સુર તિયલોય સાર ॥ ૯ ॥ વાજંતઈ મદ્દલ તિવલ નાદ, વરજહ્લરી ભુંગળ ભેરી સાદ ॥ ગાજંત અંબર દેવિ દેવ, જિન મજ્જિય નચ્ચિય કરઈ સેવ ॥ ૧૦ ॥ પુજઈવર કુસુમહિં રિસહ-નાહ, બહુ ભત્તિ અભાવે હુઈ સનાહ ॥ આરતીઅ મંગળ દીવુ-ખ્ખેવ, ઉત્તારઈ સુરવઈ રંગ હેવ ॥ ૧૧ ॥ વસ્તુ ॥ રિસહ મ-જ્જણ રિસહ મજ્જણ કરિય સુરરાય, ઉપ્પાડિય જય જય કરિય, જનની પાસિ મિલ્હેવિ જત્તા, નંદીશ્વર અઠ દિવસ, કરિય દેવ-દેવી નિયઠાણ પત્તા, દણિપરિં સયલ જીનેસરહિં, કરહુ ન્હવણ બહુભત્તિ, મુનિ રયણાયર પાવહર, જિમ તુમ દિયઈ વરમુત્તિ॥૧૨॥

॥ ઇતિ શ્રી આદિનાથ જન્માભિષેક કળશઃ સમાપ્તઃ ॥

અહીં કુસુમાંજલિવાળા સ્નાત્રીયા, ત્રણ ખમાસમણ દેઇ જગચિંતામણિ ચૈત્યવંદન કરી “નમુથ્થુણં” કહી, જયવીયરાય પર્યંત કહે પછી એક કળ-શધારક શ્રાવકના હાથ ધોવરાવી, ચંદન ચરચી ધુપીને મુખે મુખકોશ બાંધે, પછી ત્રણ ખમાસમણ આપી એક નવકાર ગણી, પચામૃતનો કળશ, અંગ-લુહણે ઢાંકી ફુલમાળા પહેરાવી હાથમાં લેઇ, હૃદય આગળ ધરી ઉભો રહીને મુખથકી “શ્રી પાર્શ્વનાથ સ્વામી” નો જન્માભિષેક કળશ કહે તે કળશ લખીયે છીયેઃ—

## ॥ અથ શ્રી પાર્શ્વનાથ કળશ ॥

॥ શ્રી સૌરાષ્ટ્ર દેશ મધ્યે, શ્રી મંગળપુર મંડણો, દુરિત વિ-હુંડણો, અનાથનાથ, અસરણસરણ, ત્રિભુવન જન મન રંજનો, ત્રેવીશમો તીર્થંકર, શ્રી પાર્શ્વનાથ તેહ તણો કળશ કહિશું ॥ ઢાળ ॥ હાંરે વાણારસી નયરી, વસેય અનુપમ, ઉપમ અવદાધાર ॥ તિહાં વાવી સરોવર, નદીય કુપ જલ, વનસ્પતિ ભાર અઢાર ॥ તિહાં ગઢ મઢ મંદિર, દિસે અભિનવ, સુંદર પોલિપ્રાકાર ॥ કોસીસાપાખલ ફિરતિ ખાઇ, કોટે વિસમા ઘાટ ॥૧॥ હાંરે જિ-નમંડપ શિખર, બહુત પ્રાસાદે દંડ કળશ બ્રહ્માંડ ॥ અતિ ગિરૂ-આ ગુણસાગર બહુ સોહે, દીસે પુહવી પ્રચંડ ॥ તિહાં હાટ ચ-

ઉંટા, વસ્તુ વિવેકી, વિવહારીયા અનેક ॥ લખેસરી કોટી, ગઢતલ મંદિર, બોલે વચન વિવેક ॥ ૨ ॥ હાંરે તે નગરી, બહુરી વ્યવહારી, ઘર ઘર મંગળ ચાર ॥ નારી કર કંકણ, સુંદર ઝળકે, કરી સકળ સિણગાર ॥ તિહાં રાજા અશ્વસેન મહીમંડળ, દાન ખડગ ઝીઘંત ॥ અતિ ન્યાયવંત, દીસે નરનાયક, વામાદેવી કંત ॥૩॥ હાંરે સ્વર્ગલોકથી, ચવીઆ સુરવર, ઉપ્પન્નો કુળજાસ ॥ તિહાં કૃષ્ણ ચોથે, ચૈત્રમાસે, એહવે અતિ ઉલ્લાસ ॥ તિહાં રાણી પશ્ચિમ, રયણી પેખે, શુહણા અઉદ વિશાળ ॥ તસ કુખે અવતરશે જિનવર, જીવદયા પ્રતિપાળ ॥ ૪ ॥

॥ અથ સુપનની ઢાળ ॥ ઉલાલાની દેશી ॥

પહેલે ગયવર દીઠો, મુઝ મુખ કમળ પઇઠો ॥ બીજે વૃષભ ઉદાર, દીઠો અતિ સુકુમાર ॥ ૫ ॥ ત્રીજે સિંહ સંપુરો, મહીમંડળ માંહે એ સૂરો ॥ ચોથે લખમી એ દીઠી, રતન કમળે એ બેઠી ॥ ૬ ॥ ઉર ઉતરતી એ માળ, કુશુમની ઝાક ઝમાળ ॥ છઠે પુનમચંદા, અમીય ઝરે સુખ કંદા ॥ ૭ ॥ તેજે તપંતો એ ભાણ, કરતો સફળ વિહાણ ॥ ધજા ઉતરતી આકાશે, લોટંતી અંબર વાસે ॥ ૮ ॥ કણય કળશ સિરે કરિયો, અમીય મહારસ ભરિયો ॥ દસમે પદ્મ સરોવર, દીઠો વામાદેવી મનોહર ॥ ૯ ॥ ખીર સમુદ્ર ઘરે આયો, મુઝ મન સયલ સુહાયો ॥ છંડી નિજ નિજ ઠામ, આવ્યું આવ્યું અમર વિમાન ॥ ૧૦ ॥ પેખી પેખી રયણની રાસિ, સગ પણ ચઢી આકાસિ ॥ જલણ જલંતો એ દખિખણ, જાગી વામાદેવી તખ્ખિણ ॥ ૧૧ ॥

॥ રાગ ધન્યાશ્રી ॥ ઢાળ ॥

॥ નવમે માસે આઠમે દિવસે, જાયો જીનવર રાયોજી ॥ ઘરે ગુડી તરિયા તોરણ લહેકે, જીનમંદિર ઉચ્છાહોજી ॥ ૧ ॥ તતખિણ છપ્પન્ન કુમરી આવે, વધાવે જીણંદાજી ॥ દુસ્તર કાળમાંહિં એ જિનવર, પ્રગટયો પુનમ ચંદોજી ॥ ૨ ॥ ઊલાલી વજ

શુર ઈમ બોલે, આસન કંપે ઈંદાજી ॥ તિહાં જોઇ અવધિનાણે તેણી વેળા, અવતરિયા જિણંદાજી ॥ ૩ ॥ તિણે થાનકે જન્મમહોત્સવ કરવા, આવે ચોસઠ ઈંદાજી ॥ મેરૂશિખરપર રત્ન સિંહાસન, બેઠા પાસ જીણંદાજી ॥ ૪ ॥ તિહાં હુઓ સનાથ છત્રસિર સોહે, ઢાળે ચામર સુરિંદાજી ॥ પહુતા સુર મળી પ્રભુથાનકવર લબ્ધિ પાત્ર જયવંતાજી ॥ ૫ ॥ નવ પલ્લવ જિન મહિમા સાગર, આગર તણો ભંડારોજી ॥ છઝખાગવંસ તિહુયણ મનરંજણ, જીનશાસન શણગારોજી ॥ ૬ ॥ ભણે વચ્છ ભંડારી અમ મન, વસિયો શ્રી અરિહંતાજી ॥ નીલવરણ તનુ મહિમા સાગર, જયો જયો ભગવંતાજી ॥ ૭ ॥ ઇતિ શ્રી પાર્શ્વનાથ કળશ સંપૂર્ણઃ ॥

અહીં–સ્નાતસ્યા પ્રતિમસ્ય મેરૂ શિખરે, શચ્યા વિભોઃ શૈશવે ॥ રૂપાલોકન વિસ્મયા હૃતરસ ભ્રાંત્યા ભ્રમચ્ચક્ષુષા ॥ ઉન્મૃષ્ટં નયન પ્રભા ધવલિતં, ક્ષીરોદકા શંકયા, વક્ત્રં યસ્ય પુનઃ પુનઃ સજયતિ શ્રીવર્દ્ધમાનો જીનઃ ॥ એ શ્લોક કહીને, કળશાભિષેક કરિયે. પછી દુધ, દધિ ઘૃત, જળ અને સાકર એ પંચમામૃતનો પખાલ કરીને ત્રણ અંગ લોહણાં કરી ધુપ ઉખેવી ચંદન પૂજા વિશેષ પ્રકારે કરીને નીચેની ગાથાઓ બોલી ફુલ ચઢાવવાં પછી પૂજા કરીયે.

॥ મોગર લાલ ગુલાબ માલતી, ચંપક કેતકી વેલિ ॥ કુંદ પ્રયંગુ નાગવર જાતિ, બોલસિરી શુચિ મેલી ॥ મો૦ ॥ ૧ ॥ ભુમંડળ જળ મોકલે ફુલે તે પણ શુદ્ધ અખંડી ॥ જિનપદ પંકજ જિમ હરિ પુજે, તિણ પરે ભવિ તુમે મંડી ॥ મો૦ ॥ ૨ ॥ ગીતમ્ ॥ પારગ તેરે પદપંકજપર, વિવિધ કુસુમ સોહે ॥ બોરનકું હે આક ધતુરે, તુમ સમો નવિ કોહે ॥ પા૦ ॥ ૧ ॥ વિવિધ કુસુમ જાતિ સોહે, પાંચમી પૂજા પૂજે ॥ તવ ભવિ જન રોગ સોગ, અવિ ઉપદ્રવ ધ્રૂજે ॥ પા૦ ॥ ૨ ॥

( અહીં જો મોટી પુજા તરતજ ભણાવવાની હોય તો લુણ, આરતી મંગળ દીવો ઉતારવો નહીં, અને અહીંથી પુજા ભણાવવાની શરૂ કરવી. પુજા

પુરી થયેથી લુણ આરતી મંગળદીવો ઉતારવાં.) પછી આરતી મંગલ દીપક અને લુણ ઉતારવું તેની વિધિ લખીયે છીયે. પ્રભુની આગલ પડદો કરીને પ્રભુની સનમુખ બેસીને આરતી કરનાર પોતાના નવ અંગે ( બે પગને અંગુઠે, બે ઢીંચણે, બે હાથના કાંડે, બે ખભે, મસ્તકે, કપાલે, કંઠે, હૃદયે અને નાભીએ ) કુંકુમથી કે કેસરથી તિલક કરીને એક થાલમાં આરતી અને જમણે પાસે સાથીઓ કરી તે ઉપર મંગલ દીવો રાખવો. આરતીમાં થોડું ઘી પુરવું અને મંગલ દીવો ઘીથી પુરો ભરવો અને એક રકેબીમાં મીઠું, માટી અને પાણી લઇને બેઠે બેઠે ત્રણ વખત લુણ ઉતારવું અને ઉતારતાં નીચે પ્રમાણે ગાથાઓ બોલવી અને લુણ માટી જલમાં નાંખવાં.

## ॥ અથ લૂણ ઉતારણ ॥

**॥ લુણ ઉતારો જિનવર અંગે, નિર્મળ જળધારા મનરંગે ॥ લુ૦ ॥ ૧ ॥ જિમ જિમ તડ તડ લુણજ ફુટે, તિમ તિમ અશુભ કર્મબંધ ત્રૂટે ॥ લુ૦ ॥ ૨ ॥ નયણ સલુણાં શ્રીજિનજીનાં, અનુપમ રૂપ દયારસ ભીનાં ॥ લુ૦ ॥ ૩ ॥ રૂપ સલુણું જિનજીનું દીસે, લાજ્યું લુણ તે જળમાં પેસે ॥ લુ૦ ॥ ૪ ॥ ત્રણ પ્રદક્ષિણ દેઇ જળધારા, જલણ ખેપવીયે લુણ ઉદારા ॥ લુ૦ ॥ ૫ ॥ જે જિન ઉપર દુમણો પ્રાણી, તે એમ થાજો લુણ જ્યું પાણી ॥ લુ૦ ॥ ૬ ॥ અગર કૃષ્ણાગરૂ કુંદરૂ શુગંધે, ધુપ કરી જે વિવિધ પ્રબંધે ॥ લુ૦ ॥ ૭ ॥**

પછી રકેબીમાં રાખેલી આરતીની તથા મંગળ દીવાની કેસર ફુલ અને અક્ષતથી પુજા કરવી અને ઉપર કંકુના છાંટા નાંખવા, પછી મંગળ દીવો પ્રગટાવવો અને તે મંગળ દીવાથી આરતી પ્રગટાવવી. પછી મંગળ દીવો નીચે બાજોઠ ઉપર મુકી આરતી બોલી આરતી ઉતારવી અને તે પછી મંગળદીવો ઉતારવો. તે વખતે કપુર સળગાવી મંગળ દીવા જોડે રાખવું પછી.

**॥ દુહા ॥ હવે નૈવેદ્ય નિવેદના, કીજે જીમ હલીરાય ॥ ભવ નિર્વેદ પ્રભુ મુખે, માગું અવિચળ ઠાય ॥ કર્તા ભોક્તા મુજ નહીં, પુદ્દગલ ભાવનો જીવ ॥ તેણે પુદ્દગલની ત્યાજના, કરતાં**

શર્મ સદૈવ ॥ એ ગાથા બોલીને પતાસું કે પેંડો જે હોય તે મુકવું અને નિવેદ ઉપર કંકુ કે કેસરના છાંટા નાખવા પછી ચૈત્યવંદન પુરેપુરૂ કરવું.

## ॥ અથ આરતિઃ ॥

॥ વિવિધ રત્ન મણિ જડિત રચાવો, થાળ વિશાળ અનોપમ લાવો ॥ આરતિ ઉતારો પ્રભુજીને આગે, ભાવના ભાવિ શિવ સુખ માગે ॥ આ૦ ॥ ૧ ॥ સાત ચૌદ ને એકવીશ ભેવા, ત્રણ ત્રણવાર પ્રદક્ષિણ દેવા ॥ આ૦ ॥ ૨ ॥ જિમ જિમ જળધારા દેઈ જંપે, તિમ તિમ દોહગ થરહર કંપે ॥ આ૦ ॥ ૩ ॥ બહુ ભવ સંચિત પાવ પણાસે, દ્રવ્ય પુજાથી ભાવ ઉલ્લાસે ॥ આ૦ ॥ ૪ ॥ ચૌદ ભુવનમાં જિનજીને તોલે, કોઇ નહીં આરતિ ઇમ બોલે ॥ આ૦ ॥ ૫ ॥ ઇતિ આરતિઃ ॥

## ॥ અથ મંગળ દીપકઃ ॥

॥ દીવોરે દીવો મંગળિક દીવો, ભુવન પ્રકાશક જિન ચિરંજીવો ॥ દી૦ ॥ ૧ ॥ ચંદ સૂરજ પ્રભુ તુમ મુખ કેરા, લુંછણ કરતા દે નિત ફેરા ॥ દી૦ ॥ ૨ ॥ જિન તુઝ આગળ સુરની અમરી, મંગળ દીપ કરી દિયે ભમરી ॥ દી૦ ॥ ૩ ॥ જિમ જિમ ધુપ ઘટી પ્રગટાવે, તિમ તિમ ભવનાં દુરિત દઝાવે ॥ દી૦ ॥૪॥ નીર અક્ષત કુસુમાંજલિ ચંદન, ધુપ દીપ ફળ નૈવેદ્ય વંદન ॥ દી૦ ॥ ૫ ॥ ઇણી પરે અષ્ટપ્રકારી કીજે, પુજા સ્નાત્ર મહોત્સવ પભણીજે ॥ દી૦ ॥ ૬ ॥ ઇતિ મંગળ દીપકઃ ॥



# શ્રી દેવચંદજીકૃત સ્નાત્ર પૂજા.

## સ્નાત્ર ભણાવવામાં ઘેરથી દેરાસરે લઇ જવાની ચીજોનાં નામ.

નાડું, ઘીનો દીવો, ચોખા, નિવેદ, ફળ, અગરબતી, પંચામૃત ( ઘી, દુધ, દહીં, સાકર, પાણી ) કેસર, ફુલ, નાણું, કપુર, માટી, મીઠું, બરાસ.

## વિધિ.

પ્રથમ પુર્વદિશા સન્મુખ અથવા ઉત્તર દિશા સન્મુખ પ્રતિમાજીનું મુખ આવે, એવી રીતે ઉપરા ઉપરી શુદ્ધ કરી, ધુપ દીપવડે પવિત્ર કરેલા ત્રણ બાજોઠ જલાદિકથી શુદ્ધ કરેલી, ધુપાદિકથી પવિત્ર કરેલી, ગુલાબ, કેવડા પ્રમુખના સુગંધીત પાણીથી છંટકાવ કરેલી, અને ફુલની વૃષ્ટિ કરેલી ભુમિપર સ્થાપન કરવા. તેના ઉપર પ્રતિમાજી પધરાવવા માટે સિંહાસન સ્થાપન કરવું. સિંહાસન ન હોય તો થાળ મુકવો. કદાપિ બે બાજોઠ અને ત્રીજું સિંહાસન હોય તો પણ અડચણ નહિ. સઘળા બાજોઠના મધ્ય ભાગમાં એકેક કેસરનો સાથીઓ કરવો. નીચેના બે બાજોઠ ઉપર કેસરના સાથીઆ કરેલા હોય, તેના ઉપર ચોખાના સાથીઆ કરવા. અને ઉપર ફળ, સોપારી આદિ મુકવું. પછી સિંહાસનમાં અથવા થાળ હોય તો થાળમાં બે સાથીઆ કેસરથી કરવા. પછી ત્રણ નવકાર ગણી એક સાથીઆ ઉપર પંચતીર્થી પ્રતિમા સ્થાપન કરવી. તેની આગળ બીજા સાથીઆ ઉપર સિદ્ધચક્ર સ્થાપન કરવા. સ્નાત્રનું જલ નીચે ન પડે માટે સિંહાસન નીચે પિત્તળની કુંડી મુકવી સ્નાત્ર પુજા થઇ રહ્યા પછી તે કુંડીમાંનું પાણી કોઇનો પગ ઉપર ન આવે એવી જગાએ નાંખવું. એ ત્રણ બાજોઠની

આગળ એક પાટલો અથવા બાજોઠ શુદ્ધ કરી મુકવો. તેના ઉપર હારબંધ બે અથવા ચાર સાથીઆ કરીને ઉપર ચોખા પુરવા. તેના ઉપર સોપારી, બદામ વગેરે મુકવું. પછી ચોકખું પાણી, દુધ દહીં, ઘી, અને સાકર તેનું પંચામૃત બનાવીને તેમાં ફુલ, બરાસ, કેસર, ચંદન આદિ સુગંધીત પદાર્થ નાંખીને શુદ્ધ નિર્મળ કળશ, જેટલા સાથીઆ કર્યા હોય તેટલા ઉપર, ઉપર પ્રમાણે પંચામૃતના કળશ ભરીને સાથીઆ ઉપર મુકવા. અને ગળામાં નાળચાની સાથે 8 આવી આંટી પાડી નાડુ બાંધવું. તે કળશના ઉપર શુદ્ધ અંગલોહણાની ગડી વાળી ઢાંકવું. પ્રતિમાના જમણા પાસે પ્રતિમાની નાસિકા બરોબર શિખા આવે એવી રીતે ફાનસમાં દીવો મુકવો. ડાબે પાસે ધુપધાણું મુકવું. સિંહાસન ઉપર ચંદરવા તોરણ બાંધવાં. ભગવાનના ઉપર ઉપરાઉપરી ત્રણ છત્ર ધારણ કરવાં. પછી બે અથવા ચાર સ્નાત્રીયાએ નાહી શુદ્ધ થઇ વસ્ત્રાલંકાર પહેરી સુશોભીત થઈ, કપાળમાં તિલક કરી આઠ પડો મુખકોશ બાંધી હાથ ધોઇને ધુપ, દીપથી પવિત્ર કરીને ત્રણ આંટાથી નાડુ હાથે બાંધી, હાથ કેસર આદિકથી ચર્ચીત કરી ઉભા રહેવું અહીંઆં બાજોઠ સિંહાસન, દીવી, આરતી, મંગળ દીવો, ચામરની દાંડી વગેરે જે જે ચીજો સ્નાત્રમાં કામ આવે એવી હોય, તે સર્વને નાડુ બાંધવું.

સ્નાત્ર ભણાવ્યા પછી તરતજ મોટી પુજા ભણાવવી હોય તો પ્રતિમાજી નીચે જેવી પુજા હોય તે પ્રમાણે નકરામાં રૂપા નાણું મુકવું.

હાલ કંકુ વાપરવાની પ્રવૃત્તિ છે પણ કંકુ વાપર્યા પછી પ્રત્તિમાજીને અડકી શકાય નહિ માટે કેસર વાપરવાનું લખ્યું છે.

## પાંખડી ગાથા ॥ ઢાલ પહેલી ॥

નમોર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વ સાધુભ્યઃ

॥ દુહા ॥ ચઉત્તીસે અતિસય જુઓ, વચનાતિસય જુત ॥

સો પરમેસર દેખિ ભવિ, સિંહાસણ સંપત્ત ॥૧॥ ઢાળ–સિંહાસણ બેઠા જગ ભાણ, દેખી ભવિક જન ગુણમણિ ખાણ ॥ જે દીઠે તુજ નિરમલ નાણ, લહિયે પરમ મહોદય ઠાણ ॥ કુસુમાંજલિ મેલો આદિ જિણંદા, તોરાં ચરણ કમલ સેવે ચોસઠ ઇંદા ॥ કુ૦ ॥ ॥ ૧ ॥ ચોવીશ વૈરાગી ચોવીસ સોભાગી, ચોવીસ જીણંદા કુ૦ ॥ એમ કહી પ્રભુના ચરણે પુજા કરીએ ગાથા ॥ જોનિય ગુણ પજ્જવ રમ્યો, તસુ અનુભવ એગત્ત ॥ સુહ પુગ્ગલ આરોપતાં, જો તસુ રંગ નિરત્ત ॥ ૨ ॥ ઢાળ–જો નિજ આતમગુણ આણંદી, પુગ્ગલ સંગે જેહુ અફંદી ॥ જે પરમેશ્વર નિજપદ લીન, પુજો પ્રણમો ભવ્ય અદીન ॥ કુસુંજલિ મ્હેલો શાંતિ જિણંદા તો૦ ॥ કુ૦ ॥ ૩ ॥ એમ કહી પ્રભુના જાનુયેં પુજા કરીએ ગાથા–નિમ્મલ નાણપયાસકર, નિમ્મલ ગુણ સંપન્ન, નિમ્મલ ધમ્મોવએસકર, સો પરમપ્પાત્તન્ન ॥ ૩ ॥ ઢાળ–લોકાલોક પ્રકાશક નાણી, ભવિજન તારણ જેહની વાણી ॥ પરમાનંદ તણી નિસાણી, તસુ ભગતેં મુજ મતિ ઠહરાણી કુસુમાંજલિ મ્હેલો નેમ જિણંદા ॥ તો૦ ॥ કુ૦ ॥ ૩ ॥ એમ કહી પ્રભુના બે હાથે પુજા કરીએ. ગાથા–જે સિજ્ઝા સિજ્ઝંતી જે, સિઝ્ઝંસંતિ અણંત, જસુ આલંબન ઠવિય મણ, સો સેવો અરિહંત ॥ ૪ ॥ ઢાળ–શિવ સુખ કારણ જેહ ત્રિકાલેં, સમ પરિણામે જગત નિહાલે ॥ ઉત્તમ સાધન માર્ગ દેખાડે, ઇંદ્રાદિક જસુ ચરણ પખાળે ॥ કુસુમાં-જલી મ્હેલો પાસ જિણંદા ॥ તો૦ ॥ કુ૦ ॥ ૪ ॥ એમ કહી પ્રભુના ખભાએ પુજા કરીએ. ગાથા–સમદીઠ્ઠી દેસ જય, સાહુ સાહુણી સાર ॥ આચારિય ઉવજ્ઝાય મુણિ, જો નિમ્મલ આધારા॥૫॥ઢાળ:–ચઉવિહ સંઘે જે મન ધાર્યું, મોક્ષતણું કારણ નિરધાર્યું; વિવિહ કુસમ વરજાતિ ગહેવી, તસુ ચરણે પ્રણમંત ઠવેવી ॥ કુસુમાંલિ મ્હેલો વીર જિણંદા ॥ તો૦ ॥ કુ૦ ॥ એમ કહી પ્રભુને મસ્તકે પુજા કરીએ.ઇતિ પાંખડી ગાથા ॥ હવે અક્ષત લેવા.

॥ વસ્તુ છંદ:–સયલ જીનવર સયલ જીનવર, નમિઅ મનરંગ ॥ કલ્લાણક વિહિ સંઠવિય, કરિય ધમ્મ સુપવિત્ત ॥ સુંદર અગ ઢગસિ-

ત્ર્યારિ તિર્થંકર, ઇગ સમય વિહરંતિ મહીયલ. ॥ ચ્યવનસમય ઇગ-વીસ જિન, જન્મસમય ઇગવિસ ॥ ભત્તિય ભાવે પુજીયા, કરે સંઘ સુજગીસ ॥ ૧ ॥

## ॥ ઢાળ બીજી ॥

॥ એક દિન અચિરા હુલરાવતી ॥ એ દેશી ॥ ભવ ત્રીજે સમકિતગુણ રમ્યા, જિન ભકિત પ્રમુખ ગુણ પરિણમ્યા ॥ તજી ઇંદ્રિયસુખ આશંસના, કરી સ્થાનક વિશનો સેવના ॥ ૧ ॥ અતિરાગ પ્રશસ્ત પ્રભાવતા, મનભાવના એહવી ભાવતા ॥ સવિ જીવ કરૂ શાસન રસી, ઇસી ભાવ દયા મન ઉલ્લસી ॥ ૨ ॥ લહી પરિણામ એહવું ભલું, નિપજાવી જીનપદ નિર્મલું ॥ આયુબંધ વિચે એક ભવ કરી, શ્રદ્ધા સંવેગે તે થીર ધરી ॥ ૩ ॥ ત્યાંથી ચવિય લહે નરભવ ઉદાર, ભરતે તેમ ઐરવતેજ સાર ॥ મહાવિદેહે વિજયે વર પ્રધાન, મધ્ય ખંડે અવતરે જીન નિધાન ॥ ૪ ॥

## ॥ ઢાળ ત્રીજી—સુપનાની ॥

પુણ્યે સુપનહ દેખે, મનમાંહે હર્ષ વિશેષે ॥ ગજવર ઉજવલ સુંદર, નિર્મલ વૃષભ મનોહર ॥ ૧ ॥ નિર્મળ કેસરી સિંહ, લક્ષ્મી અતિહિ અબીહ ॥ અનુપમ ફુલની માલ, નિર્મલ શશિ સુકુમાળ ॥ ૨ ॥ તેજે તરણી અતિ દીપે, ઇંદ્રધ્વજા જગ ઝીપે, પુરણ કળશ પંડુર, પદ્મસરોવરપુર ॥ ૩ ॥ અગિઆરમે રયણાયર, દેખે માતાજી ગુણસાયર ॥ બારમે ભુવન વિમાન, તેરમે અનુપમ રત્ન નિધાન ॥ ૪ ॥ અગ્નિ શિખા નિર્ધુમ, દેખે માતાજી અનુપમ, હરખી રાયને ભાખે, રાજા અરથ પ્રકાશે ॥ ૫ ॥ જગપતિ જીનવર સુખકર, હોશે પુત્ર મનોહર, ઇંદ્રાદિક જસુ નમશે, સકલ મનોરથ ફલસે ॥ ૬ ॥

વસ્તુ—પુણ્ય ઉદય પુણ્યઉદય ઉપના જીનનાહ, માતા તવરયણી સમે ॥ દેખી સુપન હરખંતિજાગીય, સુપન કહી નિજ કંતને ॥ સુપન અરથ સાંભળો સોભાગીય, ત્રિભુવન તિલક મહાગુણી, હોશે પુત્ર નિધાન ॥ ઇંદ્રાદિક જસુપય નમી, કરશે સિદ્ધ વિધાન ॥ ૧ ॥

## ॥ ઢાળ ચોથી ચંદ્રાવલાની દેશીમાં ॥

સોહમપતિ આસન કંપિયો એ, દેઇ અવધિ મન આણંદીયો એ; નિજ આતમ નિર્મલ કરણ કાજ, ભવજલ તારણ પ્રગટયો જિહાજ ॥ ૧ ॥ ભવ અડવી પારગ સથ્થવાહ, કેવળ નાણાઇય ગુણ અગાહ ॥ શિવ સાધન ગુણ અંકુરો જેહ, કારણ ઉલટયો આસાઢિ મેહ ॥ ૨ ॥ હરખે વિકસી તવ રોમરાય, વલયાદિકમાં નિજ તનુ ન માય ॥ સિંહાસનથી ઉઠયો સુરિંદ, પ્રણમંતો જિન આનંદ કંદ ॥ ૩ ॥ સગ અડ પય સાહમો આવી તત્થ, કરિ અંજલીય પ્રણમીય મથ્થ, મુખે ભાખે એ ક્ષણ આજ સાર, તિય લોઅ પહુ દીઠો ઉદાર ॥ ૪ ॥ રે રે નિસુણો સુર લોય દેવ, વિષયાનલ તાપિત તુમ સવેવ ॥ તસુ શાંતિકરણ જલધર સમાન, મિથ્યા વિષ ચુરણ ગરૂડ વાન ॥૫॥ તે દેવ સકળ તારણ સમથ્થ, પ્રગટયો તસુ પ્રણમી હુવો સનાથ ॥ એમ જંપી શક્રસ્તવ કરેવિ તવ દેવ દેવી હરખે સુણેવિ ॥ ૬ ॥ ગાવે તવ રંભા ગીત ગાન, સુરલોકે હુવો મંગલ નિધાન ॥ નરક્ષેત્રે આરિજ વંશ ઠામ, જિન રાજ વધે સુર હરખ ધામ ॥ ૭ ॥ પિતા માતા ઘરે ઉછવ અશેષ, જિનશાસન મંગલ અતિ વિશેષ ॥ સુરપતિ દેવાદિક હરખ સંગ, સંયમ અર્થી જનને ઉમંગ ॥ ૮ ॥ શુભવેલા લગને તીર્થ નાથ, જનમ્યા ઇંદ્રાદિક હરખ સાથ ॥ સુખ પામ્યા ત્રિભુવન સર્વજીવ, વધાઇ વધાઈ થઇ અતીવ ॥ ૯ ॥ આ ઠેકાણે અક્ષતે વધાવવા.

પછી જગચિંતામણીનું ચૈત્યવંદન (જયવીયરાય અરધા સુધી) કરવું પછી હાથ ધોઇ લુછી નાખવા, નવકાર એક ગણી કળશને ધુપ દઇ હાથમાં લઇને લુગડું ઢાંકી નીચે પ્રમાણે કળશ કેહેવો.

## ॥ ઢાળ પાંચમી ॥

॥ શ્રી શાન્તિજિનનો કળશ કહિશું, પ્રેમ સાગર પુર ॥ એ દેશી ॥ શ્રી તીર્થપતિનું કળશ મજ્જન, ગાઇએ સુખકાર ॥ નરખિત્ત મંડણ દુહ વિહંડણ, ભવિક મન આધાર ॥ તિહાં રાવ રા-

ણા હર્ષ ઓછવ થયોં જગ જયકાર, દિશીકુમરી અવધિ વિશેષ જાણી, લહ્યો હર્ષ અપાર ॥ ૧ ॥ નિય અમર અમરી સંગ, કુમરી, ગાવતી ગુણ છંદ ॥ જિન જનની પાસે આવી પહોતી, ગહગહતી આણંદ ॥ હે માય તેં જિનરાજ જાયો, સુચી વધાયો રમ્મ ॥ અમ જમ્મ નિમ્મલ કરણ કારણ, કરીશ સૂઇ કમ્મ ॥ ૨ ॥ તિહાં ભુમી શોધન દીપ દર્પણ, વાય વીંજણ ધાર ॥ તિહાં કરીય કદલી ગેહ જિનવર, જનની મજ્જન કાર ॥ વર રાખડી જિન પાણિ બાંધિ, દીએ એમ આશીષ ॥ જુગ કોડાકોડી ચિરંજીવો, ધર્મ દાયક ઇશ ॥૩॥ આ ઠેકાણે દર્પણ ધરવું, ચમ્મર વિંઝવો ॥ ને રાખડી ભગવાનને હાથે બાંધવી.

## ॥ ઢાળ છઠ્ઠી એકવીશાની ॥

॥ જગ નાયકજી, ત્રિભુવન જન હિતકાર એ, પરમાતમજી, ॥ ચિદાનંદ ઘનસાર એ ॥ એ દેશી ॥ જીન રયણીજી, દશ દિશી ઉજ્વલતા ધરે, શુભ લગનેજી, જ્યોતિષ ચક્ર તે સંચરે, જીન જનમ્યાજી, જેણે અવસર માતા ઘરેં ॥ તેણે અવસરજી, ઇંદ્રાસન પણ થરહરે ॥ ત્રુટક–થરહરે આસન ઇંદ્ર ચિંતે, કોણ અવસર એ બન્યો, જીન જન્મ ઉત્સવ કાલ જાણી, અતિહી આનંદ ઉપન્યો, નિજ સિદ્ધિ સંપતિ હેતુ જીનવર, જાણી ભકતેં ઉમહ્યો ॥ વિકસિત વદન પ્રમોદ વધતે, દેવનાયક ગહગહ્યો ॥ ૧ ॥ આ ઠેકાણે ઘંટ નાદ કરાવવો.

॥ ઢાળ ॥ તવ સુરપતિજી, ઘંટાનાદ કરાવ એ, સુર લોકેંજી, ઘોષણા એહ દેવરાવ એ, નરક્ષેત્રેજી, જિનવર જન્મ હુઓ અછે ॥ તસુ ભકતેજી સુરપતિ મંદિર ગિરિ ગચ્છે, ત્રુટક–ગચ્છેતિ મંદિર શિખર ઉપર, ભવન જીવન જીન તણો, જીન જન્મ ઉત્સવ કરણ કારણ, આવજો સવિ સુરગણો, તુમ શુદ્ધ સમકિત થાશે નિર્મલ, દેવાધિદેવ નિહાળતાં, આપણા પાતક સર્વ જાશે, નાથ ચરણ પખાલતાં ॥૨॥ ઢાળ–એમ સાંભળીજી, સુરવર કોડિ બહુ મિલી ॥

જિન વંદનજી, મંદરગિરી સાહમા ચલી ॥ સોહમપતિજી, જિન જનની ઘર આવીયા ॥ જિન માતાજી, વંદિ સ્વામિ વધાવિઆ.
આ ઠેકાણે અક્ષતથી વધાવવા.

॥ ત્રુટક—વધાવિયા જિન હર્ષ બહુલેં, ધન્ય હું કૃત પુણ્ય એ ત્રૈલોક્ય નાયક દેવ દીઠો, મુજ સમો કોણ અન્ય એ ॥ હે જગત જનની પુત્ર તુમચો, મેરૂ મજ્જન વર કરી, ઉત્સંગ તુમચે વલીય થાપિશ ॥ આતમા પુણ્યે ભરી ॥ ૩ ॥ ઢાળ—સુરનાયકજી, જિન નિજ કર કમલે ઠવ્યા ॥ પંચ રૂપેંજી, અતિશય મહિમાએ સ્તવ્યા. નાટક વિધિજી, તવ બત્રીશ આગલ વહે ॥ સુર કોડીજી, જિન દર્શનને ઉમહે. ત્રુટક—સુર કોડાકોડિ નાચતી વલી ॥ નાથ શુચિ ગુણ ગાવતી અપ્સરા કોડી હાથ જોડી, હાવ ભાવ દેખાવતી ॥ જયોજયો તું જિનરાજ જગગુરૂ, એમ દે આશીષ એ ॥અમ્હ ત્રાણ શરણ આધાર જીવન, એક તું જગદીશ એ ॥ ૪ ॥ ઢાળ—સુરગિરિવરજી, પાંડુક વનમે ચિહું દિશેં ॥ ગિરિ શિલપરજી, સિંઘાસણ સાસય વશે ॥ તિહાં આણીજી, શક્રે જિન ખોળે ગ્રહ્યા ॥ ચોસઠેજી તિહાં સુરપતિ આવી રહ્યા, ત્રુટક—આવિઆ સુરપતિ સર્વ ભગતેં, કલશ શ્રેણિ બનાવ એ ॥ સિદ્ધાર્થ પમુહા તીર્થ ઓષધિ, સર્વ વસ્તુ અણાવ એ ॥ અચ્યુઅપતિ તિહાં હુકમ કીનો, દેવ કોડાકોડિને ॥ જિન મજ્જનારથ નીર લાવો, સવે સુર કર-જોડિને ॥ ૫ ॥

## ॥ ઢાલ સાતમી ॥

॥ શાંતિને કારણેં ઇંદ્ર કલશા ભરે ॥ એ દેશી ॥ આત્મસાધન રસી દેવ કોડી હસી, ઉલ્લસીને ધસી ખીરસાગર દિશી ॥પઉમદ્દહ આદિ દહ ગંગપમુહાનઇ, તીર્થ જલ અમલ લેવા ભણી તે ગઇ ॥ ૧ ॥ જાતિ અડ કલશ કરી સહસ અઠોત્તરા, છત્ર ચામર સિંહાસણ શુભતરા ॥ ઉપગરણ પુપ્ફ ચંગેરી પમુહા સવે, આગમેં ભાસિયા તેમ આણી ઠવે ॥ ૨ ॥ તીર્થજલ ભરિય કર કલશ

કરિ દેવતા, ગાવતા ભાવતા ધર્મ ઉન્નતિરત્તા, તિરિય નર અમરને હર્ષ ઉપજાવતા, ધન્ય અમ્હ શક્તિ શુચિ ભક્તિ ઇમ ભાવતા ॥ ॥૩॥ સમકિત બીજ નિજ આત્મ આરોપતા, કલશ પાણી મિસેં ભક્તિજલ સીંચતા ॥ મેરૂ સિહરોવરી સર્વ આવ્યા વહી, શક્ર ઉત્સંગ જિન દેખી મન ગહગહી ॥ ૪ ॥

વસ્તુ છંદ:–હંહોદેવા હંહોદેવા, અણાઇ કાલો અદિઠ પુવ્વો, તિલોય તારણો તિલોય બંધુ, મિચ્છત્ત મોહ વિદ્ધંસણો, અણાઇ તિણ્હા વિણાસણો દેવાહિ દેવો દિઠ બોહિ કામેહિ ॥ ૫ ॥

ઢાળ તેહીજ:–એમ પભણંત વણ ભવણ જોઇસરા, દેવ વેમાણિયા ભક્તિ ધમ્માયરા, કેવિ કપ્પઠ્ઠિયા કેવિ મિત્તાણુગા, કેવિ વરરમણિવયણેણ અઇ ઉચ્છુગા ॥ ૬ ॥

વસ્તુ છંદ:–તથ્થ અચ્ચુય તથ્થ અચ્ચુય ઇંદ આદેસ, કર જોડિ સવિ દેવગણ, લેય કલસ આદેસ પામિય, અદભુત રૂપ સરૂપ જુઅ, કુવણ એહ ઉત્સંગ સામિય, ઇંદ કહે જગ તારણો, પારગઆ પરમેસ, નાયક દાયક ધમ્મનિહિ, કરિયેં તસુ અભિષેક ॥ ૧ ॥

એમ કહી કળશમાંથી અરધું જળ નામવું, પછી નીચે પ્રમાણે કહેવું.

## ॥ ઢાળ આઠમી ॥

॥ તીર્થકમલદલ ઉદક ભરીનેં, પુસ્કર સાગર આવે ॥ એ દેશી ॥ પુરણ કલશ શુચિ ઉદકની ધારા, જીનવર અંગે નામે ॥ આતમ નિરમલ ભાવ કરંતાં, વધતે શુભ પરિણામે ॥૧॥ અચ્ચુતાદિક સુરપતિ મજ્જન, લોકપાલ લોકંત ॥ સામાનિક ઇંદ્રાણી પમુહા, એમ અભિષેક કરંત ॥ ૨ ॥ ગાહા:–તવ ઈસાણ સુરિંદો સક્કંપભણેઇ કરઇ સુપસાઉ, તુમ અંકે મહન્નાહો ॥ પિણમિતં અમ્હ અપ્પેહ ॥ ૩ ॥ તા સક્કિંદો પભણેઇ, સાહમી વચ્છલંમિ બહુ લાહો, આણા એવં તેણં, ગિણ્હિણહવો ઉક્કયથ્થાસો ॥ ૪ ॥

એમ કહી સર્વ સ્નાત્રીયા કળશ નામે અને મુખથી નીચે પ્રમાણે કહે:—

ઢાળ તેહીજ—સોહમ સુરપતિ વૃષભ રૂપ કરી, ન્હવણ કરે પ્રભુ અંગ ॥ કરિય વિલેપણ પુષ્પ માલ ઠવિ, વર આભરણ અભંગ ॥ ૫ ॥ તવ સુરવર બહુ જય જયરવ કરિ, નાચે ધરિ આણંદ ॥ મોક્ષ માર્ગ સારથપતિ પામ્યો, ભાંજશું હવે ભવ ફંદ ॥ ૬ ॥ કોડિ બતીસે સોવન ઉવારી, વાજંતે વર નાદે ॥ સુરપતિ સંઘ અમર શ્રીપ્રભુને, જનનીને સુપ્રસાદે ॥ ૭ ॥ આણી થાપિ એમ પયંપેં, અમ નિસ્તરિયા આજ ॥ પુત્ર તુમારો ધણીય હમારો, તારણ તરણ ઝિહાજ ॥ ૮ ॥ માત જતન કરી રાખજો એહને, તુમ સુત અમ આધાર, સુરપતિ ભગતિ સહીત નંદીસર, કરે જિનભકિત ઉદાર ॥ ૯ ॥ નિય નિય કપ્પ ગયા સવિ નિર્જર, કહેતાં પ્રભુ ગુણ સાર ॥ દીક્ષા કેવળ જ્ઞાન કલ્યાણક, ઇચ્છા ચિત્ત મઝાર ॥ ૧૦ ॥ ખરતરગચ્છ જીન આણારંગી રાજસાગર ઉવજ્ઝાય, જ્ઞાન ધર્મ દીપચંદ સુપાઠક, સુગુરૂતણે સુપસાય ॥ ૧૧ ॥ દેવચંદ જિન ભકતે ગાયો, જન્મ મહોત્સવ છંદ ॥ બોધ બીજ અંકુરો ઉલસ્યો, સંઘ સકલ આનંદ ॥ ૧૨ ॥

## ॥ કળશ રાગ વેલાવળ ॥

ઈમ પુજા ભગતે કરો, આતમ હિતકાજ ॥ તજિય વિભાવ નિજ ભાવમેં, રમતા શિવરાજ ॥ ઇમ૦ ॥ ૧ ॥ કાલ અનંતે જે હુઆ, હોસે જેહ જિણંદ ॥ સંપઇ સીમંધર પ્રભુ, કેવલ નાણદિણંદ ॥ ઇમ૦ ॥ ૨ ॥ જન્મ મહોત્સવ એણી પરેં, શ્રાવક રૂચિવંત ॥ વિરચે જીન પ્રતિમા તણું, અનુમોદન ખંત ॥ ઇમ૦ ॥ ૩ ॥ દેવચંદ જીન પુજના, કરતાં ભવ પાર ॥ જીન પડિમા જીન સારખી, કહી સૂત્ર મઝાર ॥ ઇમ૦ ॥ ૪ ॥

પછી પ્રભુજીને શુદ્ધ જળથી પખાળ કરી અંગલુહણા ત્રણ કરી કેસર ચંદનથી પુજા કરી પુષ્પ ચડાવી ધુપ, દીપ, કરી અક્ષત, ફળ, નૈવેદ્ય, મુકી આરતી કરવી મંગળદીપ સહીત.

( અહીં જો મોટી પુજા તરતજ ભણાવવાની હોય તો લુણ, આરતી મંગળ દીવો ઉતારવો નહીં, અને અહીંથી પુજા ભણાવવાની શરૂ કરવી પુજા પુરી થયેથી લુણ આરતી મંગળદીવો ઉતારવાં. ) પછી આરતી મંગલ દીપક અને લુણ ઉતારવું તેની વિધિ લખીયે છીયે. પ્રભુની આગલ પડદો કરીને પ્રભુની સનમુખ બેસીને આરતી કરનાર પોતાના નવ અંગે ( બે પગને અંગુઠે, બે ઢીંચણે, બે હાથના કાંડે, બે ખભે, મસ્તકે, કપાલે, કંઠે, હૃદયે અને નાભીએ ) કુંકુમથી કે કેસરથી તિલક કરીને એક થાલમાં આરતી અને જમણે પાસે સાથીઓ કરી તે ઉપર મંગલ દીવો રાખવો, આરતીમાં થોડું ઘી પુરવું અને મંગલ દીવો ઘીથી પુરો ભરવો અને એક રકેબીમાં મીઠું, માટી અને પાણી લઇને બેડે બેડે ત્રણ વખત લુણ ઉતારવું અને ઉતારવાં નીચે પ્રમાણે ગાથાઓ બોલવી અને લુણ માટી જલમાં નાંખવાં.

## ॥ અથ લૂણ ઉતારણં ॥

॥ લુણ ઉતારો જિનવર અંગે, નિર્મળ જળધારા મન રંગે ॥ લુ૦ ॥ ૧ ॥ જીમ જીમ તડ તડ લુણજ ફુટે, તિમ તિમ અશુભ કર્મબંધ ત્રૂટે ॥ લુ૦ ॥ ૨ ॥ નયણ સલુણાં શ્રી જીનજીનાં, અનુપમ રૂપ દયારસ ભીનાં ॥ લુ૦ ॥ ૩ ॥ રૂપ સલુણ જિનજીનું દીસે, લાજ્યું લુણ તે જળમાં પેસે ॥ લુ૦ ॥ ૪ ॥ ત્રણ પ્રદક્ષિણ દેઈ જળધારા, જલણ ખેપવીયે લુણ ઉદારા ॥ લુ૦ ॥ ૫ ॥ જે જિન ઉપર દુમણો પ્રાણી, તે એમ થાજો લુણ જયું પાણી ॥ લુ૦ ॥ ૬ ॥ અગર કૃષ્ણાગરૂ કુંદરૂ સુગંધે, ધુપ કરીજે વિવિધ પ્રબંધે ॥ લુ૦ ॥ ૭ ॥

પછી રકેબીમાં રાખેલી આરતીની તથા મંગળ દીવાની કેસર ફુલ અને અક્ષતથી પુજા કરવી અને ઉપર કંકુના છાંટા નાંખવા, પછી મંગળ દીવો પ્રગટાવવો અને તે મંગળ દીવાથી આરતી પ્રગટાવવી. પછી મંગળ દીવો નીચે બાજોઠ ઉપર મુકી આરતી બોલી આરતી ઉતારવી અને તે પછી મંગળદીવો ઉતારવો. તે વખતે કપુર સળગાવી મંગળ દીવા જોડે રાખવું પછી.

॥ દુહા ॥ હવે નૈવેદ્ય નિવેદના, કીજે જીમ હલીશાત્ર ॥ ભવ નિર્વેદ પ્રભુ મુખે, માગું અવિચળ ઠાય ॥ કર્તા ભોકતા મુજ નહીં, પુદ્ગલ ભાવનો જીવ ॥ તેણે પુદ્ગલની ત્યાજના, કરતાં શર્મ સદૈવ ॥ એ ગાથા બોલીને પતાસું કે પેંડા જે હોય તે મુકવું અને નિવેદ ઉપર કંકુ કે કેસરના છાંટા નાખવા પછી ચૈત્યવંદન પુરેપુરૂ કરવું.

## ॥ આરતી ॥

જય જય આરતી આદિ જીનંદા ॥ નાભિરાયા મારૂદેવીકા નંદા ॥ જય૦ ॥ ૧ ॥ પેહેલી આરતી પુજા કીજે ॥ નરભવ પામીને લાહાવો લીજે ॥ જય૦ ॥ ૨ ॥ દુસરી આરતી દીન દયાળા ॥ ધુળેવ મંડપમાં જગ અજુવાળા ॥ જય૦ ॥ ૩ ॥ તીસરી આરતી ત્રિભોવન દેવા ॥ સુરિનર ઇંદ્ર કરે તુજ સેવા ॥ જય૦ ॥ ૪ ॥ ચોથી આરતી ચઉગતિ ચુરે ॥ મન વાંચ્છિત ફળ શીવસુખ પુરે ॥ જય૦ ॥ ૫ ॥ પંચમી આરતી પુણ્ય હું પાયો ॥ મુળચંદ રિષભ ગુણ ગાયો ॥ જય૦ ॥ ૬ ॥

## મંગળીક દીવો.

દીવોરે દીવો મંગળીક દીવો ॥ આરતી ઉતારણ બહુ ચિરંજીવો ॥ દિ૦ ॥ ૧ ॥ શોહામણો ઘેર પર્વ દીવાલી ॥ અંબર ખેલે અંમરા બાળી ॥ દિ૦ ॥ ૨ ॥ નિપાળ ભણે એને કુળ અજુવાળી ॥ ભાવે ભગતે વિઘન નિવારી ॥ દિ૦ ॥ ૩ ॥ નિપાળ ભણે એને કીજે કળીકાળે ॥ આરતી ઉતારી રાજા કુમારપાળે ॥ દિ૦ ॥ ૪ ॥ અમ ઘેર મંગલીક તુમ ઘેર મંગલીક ॥ ચતુર વિધી સંઘ ઘેર મંગળીક હોજો ॥ દિ૦ ॥ ૫ ॥ ઇતિ આરતી મંગળદીવો. ॥

## ॥ ઈતિ પંડીત શ્રી દેવચંદજી કૃત સ્નાત્ર પુજા સંપુર્ણ ॥

# ॥ અથ પંડિત શ્રી રૂપવિજયજી કૃત સ્નાત્ર પૂજા પ્રારંભઃ ॥



## વિધિ.

પ્રથમ પુર્વદિશા સન્મુખ અથવા ઉત્તર દિશા સન્મુખ પ્રતિમાજીનું મુખ આવે, એવી રીતે ઉપરાઉપરી શુદ્ધ કરી, ધુપ, દીપ વડે પવિત્ર કરેલા ત્રણ બાજોઠ, જલાદિકથી શુદ્ધ કરેલી, ધુપાદિકથી પવિત્ર કરેલી, ગુલાબ કેવડા પ્રમુખના સુગંધીત પાણીથી છંટકાવ કરેલી અને ફુલની વૃષ્ટિ કરેલી ભુમિપર સ્થાપન કરવા. તેના ઉપર પ્રતિમાજી પધરાવવા માટે સિંહાસન સ્થાપન કરવું, સિંહાસન ન હોય તો થાળ મુકવો. કદાપિ બે બાજોઠ અને ત્રીજું સિંહાસન હોય તોપણ અડચણ નહિ. સઘળા બાજોઠના મધ્ય ભાગમાં એકેક કેસરનો સાથીઓ કરવો. નીચેના બે બાજોઠ ઉપર કેસરના સાથીઆ કરેલા હોય તેના ઉપર ચોખાના સાથીઆ કરવા. અને ઉપર ફળ, સોપારી આદિ મુકવું. પછી સિંહાસનમાં અથવા થાળ હોય તો થાળમાં બે સાથીઆ કેસરથી કરવા. પછી ત્રણ નવકાર ગણી એક સાથીઆ ઉપર પંચતીર્થી પ્રતિમા સ્થાપન કરવી. તેની આગળ બીજા સાથીઆ ઉપર સિદ્ધચક્ર સ્થાપન કરવા. સ્નાત્રનું જળ નીચે ન પડે માટે સિંહાસન નીચે પિત્તળની કુંડી મુકવી. સ્નાત્ર પુજા થઇ રહ્યા પછી તે કુંડીમાંનું પાણી કોઇનો પગ ઉપર ન આવે એવી જગાએ નાંખવું, એ ત્રણ બાજોઠની આગળ એક પાટલો અથવા બાજોઠ શુધ કરી મુકવો. તેના ઉપર હાર બંધ બે અથવા ચાર સાથીઆ કરીને ઉપર ચોખા પુરવા. તેના ઉપર સોપારી, બદામ વગેરે મુકવું. પછી ચોખ્ખું

પાણી, દુધ, દહીં, ઘી, અને સાકર તેનું પંચામૃત બનાવીને તેમાં ફુલ, બરાસ, કેસર, ચંદન આદિ સુગંધીત પદાર્થ નાંખીને શુદ્ધ નિર્મળ કળશ, જેટલા સાથીઆ કર્યા હોય તેટલા ઉપર, ઉપર પ્રમાણે પંચામૃતના કળશ ભરીને સાથીઆ ઉપર મુકવા. અને ગળામાં નાળચાની સાથે 8 આવી આંટી પાડી નાડુ બાંધવું. તે કળશના ઉપર શુદ્ધ અંગલોહણાની ગડી વાળી ઢાંકવું. પ્રતિમાના જમણા પાસે પ્રતિમાની નાસિકા બરોબર શિખા આવે એવી રીતે ફાનસમાં દીવો મુકવો. ડાબે પાસે ધુપધાણું મુકવું. સિંહાસન ઉપર ચંદરવા તોરણ બાંધવાં. ભગવાનના ઉપર ઉપરાઉપરી ત્રણ છત્ર ધારણ કરવાં. પછી બે અથવા ચાર સ્નાત્રીયાએ નાહી શુદ્ધ થઇ વસ્ત્રાલંકાર પહેરી સુશોભીત થઇ, કપાળમાં તિલક કરી આઠ પડો મુખકોશ બાંધી હાથ ધોઇને ધુપ, દીપથી પવિત્ર કરીને ત્રણ આંટાથી નાડું હાથે બાંધી, હાથ કેસર આદિકથી ચર્ચીત કરી ઉભા રહેવું. અહીંઆં બાજોઠ સિંહાસન, દીવી, આરતી, મંગળ દીવો, ચામરની દાંડી વગેરે જે જે ચીજો સ્નાત્રમાં કામ આવે એવી હોય, તે સર્વને નાડુ બાંધવું.

સ્નાત્ર ભણાવ્યા પછી તરતજ મોટી પુજા ભણાવવી હોય તો પ્રતિમાજી નીચે જેવી પુજા હોય તે પ્રમાણે નકરામાં રૂપા નાણું મુકવું.

હાલ કંકુ વાપરવાની પ્રવૃત્તિ છે પણ કંકુ વાપર્યા પછી પ્રતિમાજીને અડકી શકાય નહિ માટે કેસર વાપરવાનું લખ્યું છે.

## ॥ આર્યા ॥

॥ મુક્તાલંકાર વિકા, ર સારં સૌમ્યત્વકાંતિકમનીયં ॥ સહજ. નિજરૂપનિર્જિત, જગત્રયં પાતુ જિનબિંબં ॥ ૧ ॥ એ ગાથા બોલી અલંકાર ઉતારીએ. અવણિયકુસુમાહરણં, પયઈ પયઠ્ઠિઅમણોહરચ્છાયં ॥ જિણરૂવં મજ્જણપીઠ, સંઠિઅં વો સિંવં દિસઉ ॥૨॥

આ ગાથા બોલી નિર્માલ્ય ઉતારીએ. સયવત્તકુંદમાલઇ, બહુવિહ કુસુમાઈં પંચવન્નાઇંજિણ નાહન્હવણ કાલે, દિંતિશુરા કુશુમાંજલિ હિટ્ટા ॥ ૩ ॥ કલશે પખાલ કરી સક્ષેપે પુજીએ.

॥ દોહા ॥

॥ સયલ સુરાસુર નરવરા, જસુવાણી લયલીણ ॥ સો પરમાતમ અયોસઈ, ઠવો સિંહાસણ પિણ ॥ ૧ ॥

॥ ઢાલ ॥

॥ ચઉતિસ ય અઇસય જસ સોહે, પણતીસ વયણ ગુણે જગમોહે ॥ પ્રાતીહારય અડ સંયુત જોહે ॥ સિંહાસણ ઠિય ભવિ પડિબોહે ॥ ૧ ॥ કુસુમાંજલિ મેલ્હો આદિ જિણંદા ॥ તોરાં ચરણ કમલ સેવે ચૌસઠિ ઇંદા ॥ કુસુ૦ ॥ ગાથા આર્યા ॥ ગંધાઇઢિય મહુઅર, મણહરઝંકાર સદ્દસંગીયા ॥ જિનચલણોવરિમુક્કા, હરઉ તુમ્હ કુસુમાંજલિ દુરિઅં ॥ ૧ ॥ એ ગાથા સાતે કુસુમાંજલિમાં ફુલ ચઢાવતી વેળાએ ભણવી ॥ ૧ ॥

॥ દોહા ॥

॥ દ્રવ્ય ભાવ મિથ્યાતનો, ઘાયક દાયક સુખ્ખ ॥ તસુપય સેવિ ભવિયણા, પામો સાસય સુખ્ખ ॥ ૨ ॥

॥ ઢાલ ॥

॥ ઇંદ નરીંદ મુણીંદ દિણંદા, સેવે ભાવે પદ અરવિંદા ॥ પામે તે શિવસુખ આણંદા, ટાલે મિથ્યાત અનાદિ કુફંદા ॥ ૨ ॥ કુ૦ ॥ અજિત જિણંદા ॥ ૨ ॥

॥ દોહા ॥

॥ મોહસહિત ઘાતીચઉ, ખઇ લહે કેવલ નાણ ॥ નિજ ગુણઅર્યમે રમે, તે પુજો જિન ભાણ ॥ ૩ ॥

॥ ઢાલ ॥

॥ કેવલનાણ દિવાયર સામી, તસુપય સેવો ભવિ સિર નામિ ॥ નિજ આતમ તારણ પ્રભુ પામી, પુજો પ્રેમે અંતરજામી ॥૩॥ કુ૦॥ શાંતિજિણંદા ॥ ૩ ॥

॥ દોહા ॥

॥ અજર અમર નિકલંક જે, અવિનાશી અવિકાર ॥સિદ્ધ બુદ્ધ પરમાતમા, પુજી લહો ભવ પાર ॥ ૪ ॥

॥ ઢાલ ॥

જે નિજ નિરમલ ગુણમાં લીણા, પરમમહોદય સંપત્ પીણા ॥ પરમાણંદ સહાવમાં ભીણા, તસુપય પણમો થઈ આધીણા ॥ ૪ ॥ કુ૦ ॥ પાસ જિણંદા ॥ ૪ ॥

॥ દોહા ॥

॥ નિદ્રા તંદ્રા ભય દશા, અરતિ શોક ને મોહ ॥ રાગ દ્વેષ મદ ભંજણો, પુજો પહુ ગત લોહ ॥ ૫ ॥

॥ ઢાલ ॥

॥ સિંહાસણ બેઠા જગભાણ, લોયાલોય પયાસક જાણ ॥ પુજો ધ્યાવો ધરી સુહઝાણ, જ્યું હો નિમ્મલ કેવલનાણ ॥ ૫ ॥ કુ૦ ॥ વીરજિણંદા૦ ॥ ૫ ॥

॥ દોહા ॥

॥ કેવલનાણ પયાસકર, ચઉવિહ સંઘાધાર ॥ સીમંધર પહુ વિહરતા, પુજો અષ્ટ પ્રકાર ॥ ૬ ॥

॥ ઢાલ ॥

॥ સમકિત દેશવિરતી નરનારી, સાહુ સાહુણી મહાવ્રતધારી

॥ ભરતક્ષેત્ર મધ્યખંડ વિહારી, વંદે પ્રભુની પ્રભુતા સંભારી ॥૬॥ કુસુમાંજલિ મેલ્હો સીમંધર દેવા ॥ ચોસઠિ ઇંદ્રિ કરે જસ સેવા ॥ કુ૦ ॥ સીમંધર દેવા ॥ ૬ ॥

## ॥ દોહા ॥

॥ અતીત અનાગત સંપ્રતિ, વિચરે જેહ દયાલ ॥ તસ પદ પુજી ભવિ જના, પામો સુખ રસાલ ॥ ૭ ॥

## ॥ ઢાલ ॥

॥ જાઈ જુઈ મચકુંદની માલ, ચંપક દમણો મરૂઓ રસાલ ॥ વેલિ વાસંતિ અરવિંદ જાલ, પુજી લહો ભવિ મંગલમાલ ॥ કુંસુમાંજલિ મેલ્હો [illegible]લ જિણંદા ॥ તોરાં ચરણ કમલ૦ ॥ ચોવિશ સૌભાગી ચોવિશ જિણંદા ॥ ૭ ॥ કુ૦ ॥ ઇતિ કુસુમાંજલિ સંપુર્ણ ॥

## ॥ દોહા ॥

॥ ઉક્કોસય સતરિ સયા, જિણવર જગ સિણગાર ॥ ચવણ જનમ એક સમયમાં, વિશ વિસ નિરધાર ॥ ૧ ॥પંચ ભરહ પંચ એરવય,જહન્નપઇં દસ જોય ॥ તે જિનનો કણયાચલે જનમ મહોત્સવ હોય ॥ ૨॥ તિણ વિધ સાવય સાવિયા, સ્નાત્ર કરે શુભ ભાવ ॥ પુજા કરતાં પુજ્યની પુજક પુજ્યા સહાય ॥ ૩ ॥

## ॥ ઢાલ ॥

॥ સોહાગણી ॥ એ દેશી ॥ હાંરે અરિહંત ૧, સિદ્ધ ૨, પવયણ ૩, ગુરૂ ૪ થિવિર ગુણવંતરે ૫ ॥ બહુસુય ૬, તપસી ૭ ની વાત્સલ્યતા કરે તંતરે ॥ નાણઉવઉગી નિત ૮, દંશણ ૯, વિનયપહાંણરે ૧૦ ॥ ચારિત્ત ૧૧, બંભચારી ૧૨, ખણલવ નિમ્મલ ઝાણરે ૧૩ ॥ ૧ ॥ બહુવિહ તપ ૧૪, સેવી સાહુભગતિ ૧૫ કરે સારરે ॥ દશવિહ બહુ વિહની, વૈયાવચ્ચ ૧૬ પ્રકારરે ॥ ગુરૂ

ચિત્ત સમાહિ ૧૭, ભણેઅપુરવ નાણુરે ૧૮ ॥ શ્રુતભગતિ ૧૯, પ્રભાવક ૨૦, સેવી વિશે ઠાણુરે ॥૨॥ જિનપદ ભવિ પામે, જગત જંતુ આધારરે ॥ અહવા ઇગ દુગ કોઈ, સેવી શ્રેણિકપરે સારરે ॥ સાધુને શ્રાવક, સાધ્વિ સાવિશ્રા ખાસરે ॥ એ થાનિક સેવી, જિનપદ પામે ઊલાસરે ॥૩॥ છંદ ચાલ ॥ ઇમ વિશથાનિક તપ આરાધિ, સાધ્ય સાધી શુભપરે ॥ સુરલોકો સુરપતિ અધિક મહિમા, વંત સુરસુખ અનુસરે ॥ જિનરાજ જિન પ્રતિમા તણી કરી, સંઘ ચઉવિહ સેવના; નરક્ષેત્રે આરજ વંશઉપના, ગુણ સ્તવું તેહ દેવના ॥૧॥

## ॥ ઢાલ ॥

॥ એકદિન અચિરા હુલરાવતી ॥ એ ચાલ ॥ નરખેત્રે કરમભુમી ભલી, તજી સ્વર્ગ જિહાં પ્રભુ મનરૂલી ॥ તે ધન્ય પુરી, જીહાં જગધણી, અવતરીયા ક્ષત્રીયવંશમણિ ॥ ૧ ॥ રાજાધરાજ મહારાજ ઘરે, સર્વોત્તમ લીલા કલિયવરે ॥ ગુણ રૂપવતી શુભશીલવતી, તસકુખે ઉપજે જિનપતી ॥ ૨ ॥ મઈ, સુઅ, ઓહી તિહું નાણ ધરે, અશિવોપદ્રવ સવિ દુર કરે ॥ નારકી પણ ક્ષણ એક સુખ લહે, સુખિયાં જન પરમાનંદ વહે ॥ ૩ ॥

## ॥ દોહા ॥

॥ ચઉદ સુપન ચતુરા તદા, દેખે જિનવર માય ॥ ચઉદ ભુવન નાયક વિભુ, જબ ગરભે રહે આય ॥ ૧ ॥

## ॥ ઢાલ ॥

॥ પહેલે સુપને એ માત, ગયવર દીઠો વિખ્યાત ॥ બીજે વૃષભ સોહાવે, બોધિબીજ માનું વાવે ॥ ૧ ॥ સિંહ પરાક્રમી દેખે, ત્રીજે હરખ વિશેષે ॥ ચોથે લખમી એ દેખે, ફુલમાલ સુવિશેષે ॥ ૨ ॥ છઠ્ઠે શશિધર દીઠો, સાતમે સૂર્ય ઉકિઠ્ઠો ॥ ધજપટ આઠમે જાસ, જલભૃત કુંભ તે ખાસ ॥ ૩ ॥ દશમે પદમ સરોવર, વિક-

સિત કમલ સુમનોહર ॥ રત્નાકર જલ મધુકર, દેખે ઇગ્યારમે સુખકર ॥ ૪ ॥ ભુવન વિમાન તે દેખે, બારમે હરખ વિશેખે ॥ તેરમે રત્નની રાશિ, નિર્ધૂમ અગનિ એ ખાસી ॥ ૫ ॥ ચઉદ સુપન લહ્યાં એહ, માય હરખ ન દેહ ॥ આવી કંતને ભાખે, પીઉ તવ અરથ તે દાખે ॥ ૬ ॥ જગનાયક જિન ભાણ, હોશ્યે પુત્ર સુજાણ ॥ ચોસઠિ સુરપતિ જાસ, વહશ્યે આણ એ ખાસ ॥ ૭ ॥

## ॥ છંદ ચોપાઇયા ॥

॥ સિંહાસન કંપે સુરપતી જંપે, એહ કિશ્યો ઉતપાત ॥ તવ અવધિ પ્રયુંજે શુભમતી ગુંજે, જાણે જિન વિખ્યાત ॥ ગરભે અવતરીયા પુણ્યે ભરીયા, ઉદ્ધરિયા કુલ જાત ॥ ધન્ય માનવ ભવ, પુણ્ય સમુદ્ભવ, જિહાં પ્રભુ હોશ્યે ખ્યાત ॥ ૧ ॥ એમ ઉલસિત કાયા હર્ષ ભરાયા, ઊઠે સવિ સુરરાય ॥ જિન જનમદિશાએ અધિક ઉત્સાહે, સાત આઠ પદ સામા જાય જઈ કરકજ જોડિ પાતિક મોડી, તોડિ ભવનો પાશ ॥ શક્રસ્તવ ભાખે સુરવર શાખે, દાખે ભક્તિ પ્રકાશ ॥ ૨ ॥ ભો ! ભો ! સુણો દેવા સમકિત મેવા, દાયક શ્રી ભગવંત ॥ અમ પુરવ પુણ્યે અતિ અગણ્યે, ગરભે રહ્યા છે તંત ॥ વિષયાનલ ઝાલે અતિ વિકરાલે, દાઝયા જીવ અનંત ॥ તસ દુઃખ સવી ટારે, દેશનાધારે જનમ લહી જયવંત ॥ ૩ ॥ ધન્ય ધન્ય જિન માતા જગવિખ્યાતા, ગરભે રહ્યા જિન જાસ ॥ સુર સઘલા જોશ્યે પુરણ હોશ્યે, અમ મનડાની આશ ॥ ઇમ કહી હરિ આવે સઘલા ભાવે, જિન જનનીની પાસ ॥ કહે તુમ સુત હોશ્યે જગ જસ મોહશ્યે, જસ સુરપતિ સહુ દાસ ॥ ૪ ॥ એમ સવિ સુરરાજા સ્તવી ગુણતાજા, ગયા આપણે ઠામ ॥ જિન ભગતે રસીયા અતિ ઉલ્લસિયા, અઠ્ઠાઇ મહોત્સવ તામ ॥ કરી અધિક ઉમંગે સમકિત સંગે, સુરપતિ સઘલા તેહ ॥ શુભરાશિ ચઢાઇ, પુણ્ય સવાઇ સુખવિલસે સસનેહ ॥ ૫ ॥

## ॥ દોહા ॥

॥ પરભાતે પ્રથવીપતિ, સુપન શાસ્ત્રના જાણ ॥ તેડી પુછે સુપન ફલ, તવ તે કહે સુજાણ ॥ ૧ ॥ ચઉદ લોકનાયક ચતુર, સુરપતિ સેવિત પાય ॥ તીર્થંકર કુલ તુમ તણે, હોશ્યે જગ સુખદાય ॥ ૨ ॥ ( અથ ચૈત્યવંદન જયવિજયરાય સુધી કહી ખમાસમણ દેઇ, કલશ લેઇને ઉભા રહેવું ) ॥ અથ કલશ ॥

॥ નરખેત મંડણ દુઃખ વિહંડણ, સંઘા નાયક નાહ ॥ તસજનમ ખિણે અનુકુલ વાયુ, ભુમિ ફરસિ સુખાહ ॥ નિસપન્નમેયણિ વૃક્ષફલભર, ફુલ પત્ત સુરમ્મ ॥ ગહઉચ્ચ સઉણ નિમિત્ત સુંદર, જોગહોઈ સમ ॥ ૧ ॥ શુભ લગ્ન શુદ્ધનવાંશવેલા, કેંદ્રથાનિક તામ ॥ ગ્રહસૌમ્યકારિ દુરિતવારી, ચતુસાગર નામ ॥ એ જોગે શ્રી જિનરાજ જન્મ્યા, મધ્યરજની જામ ॥ પરસન્ન સઘલી દિશા દીસે, સયલ જગ સુહધામ ॥ ૨ ॥ તવ તીન લોકે હુઓ તતક્ષણ, અંધયાર વિનાશ ॥ મહા દુઃખ ભાયણ નારકી ક્ષણ, લહ્યાં સુખ નિવાસ ॥ તવ રોગ સોગ વિયોગ દુઃખડાં, દુહગ નાઠાં દુર ॥ તવ સયલ જન મનમાંહિં વર્ત્યો, અતિ આણંદ પુર ॥ ૩ ॥ તવ દિશાકુમરી તણા થરહર કંપિયાં આસન્ન ॥ જિનજન્મ અવધિજ્ઞાને દેખી, હરખ પામી મન્ન ॥ અન્યોન્ય તેડી જુગતિજંપે, જનમિયા જિનરાજ ॥ તસ જનમ સૂતિક કાર્યસેવા, કરી લહો શિવરાજ ॥ ૪ ॥

## ॥ છંદ ચોપાઇયા ॥

॥ જોયણમાણે રચિ વિમાણે, દેવદેવી પરિવાર ॥ સહુ જીનઘર આવે ભાવના ભાવે, પરદખણા તિઅ સાર ॥ જીનજનની વંદી પાપ નિકંદી, આણંદી ગુણ ગાય ॥ ત્રિભુવન નેતા જીનપજનેતા, નમસ્કાર તુઝ માય ॥ ૧ ॥ જીન ઘરથી જોયણ, ખેત્ર સમારી ॥ વરસી સુગંધી નીર, જલ થલને ફુલે અતિબદ્ધ મુલે, જાનુ પ્રમાણે ધીર ॥ કૃષ્ણાગર ધુપે મનની ચુપે, કરી જીનના ગુણ ગાય ॥ એક

કલસ દીપ દર્પણુને વીંજણુ, ચામર કર સોહાય ॥ ૨ ॥ રંભા-ઘર રચિયા ભાવે મચીયા, નવરાવે જીન માતા ॥ જીન જનની હાથે રક્ષાપોટલી, બાંધે કરી શુચિગાત ॥ જીનવર ગુણુ ગાઇ હ-રખ ન માઇ, કહે જીવો જગદીશ ॥ સુરગિરિ સમ આયુ હો તુમ કેરૂં, ધરમ ધુરંધર ઇશ ॥ ૩ ॥

॥ દોહા ॥

॥ સુરગિરિપરે થિર સુરપતિ, આસન કંપ્યું જામ ॥ ઓહિ નાણુ ઉપઓગથી, જીન જન્મ્યા લહે તામ ॥ ૧ ॥

॥ ઢાલ ॥

॥ હાંરે શ્રી શાંતિ જીનેસર ॥ એ ચાલ ॥ તવ સિંહાસનથી ઉઠી સવિ સુરરાયરે ॥ જીન જનમ દિશાઈ, સાત આઠ પદ જાયરે ॥ શક્રસ્તવ ભાખી, સિંહાસન નિજ આયરે ॥ જીન જનમ મહો-ચ્છવ કરવા હરખ ભરાયરે ॥ ૧ ॥ પાદાત્ય કટકપતિ નૈગમેષી બોલાયરે ॥ હરિ ભાખે સુઘોષા, ઘંટા શીઘ્ર વજાયરે ॥ સુર આ-ણાકારી, જાય બજાવે જામરે ॥ તવ લાખ બત્રીસે, ઘંટા રણઝણી તામરે ॥ ૨ ॥ સુરપતિ આણાઇ, ઘોષણા કરે સુર તેહરે ॥ ભો ! ભો ! સુણો દેવા ! નરખેત્રે ગુણગેહરે ॥ જીન જન્મ મહોચ્છવ કરવા, સુરપતિ જાયરે ॥ તિણે તુમે પણ વેગા, આવો ભગતિ મન લાયરે ॥ ૩ ॥ જીન ભગતિના રસીયા, સમકિત દૃષ્ટિ જેહરે ॥ મારગ અનુસારી હરખ્યા, સુરગણુ તેહરે ॥ હરિ જીન ઘર આવી, જિન જનની પ્રણમંતરે ॥ કહે ધન્ય સફલ તુઝ, જીવિત ભાગ્ય અ-નંતરે ॥ ૪ ॥ તેં જગ સુખદાઈ, જાયો પુત્ર રતન્નરે ॥ તસ જન્મ મહોચ્છવ કરી, શુચિ કરસ્યું તન્નરે ॥ કરી પંચ રૂપ હરિ, કનકાચલ લેઈ જાયરે ॥ જિન ખેત્ર દિશાને, સિંહાસન પર ઠાયરે ॥ ૫ ॥

॥ છંદ ॥

॥ હવે ઇંદ્ર સયલ જિણંદ સેવા, કરણ સુરગણુ સંજુઆ ॥ સું-

રશૈલ આવે ભક્તિભાવે, દેવ ગુણ મુહ સંથુઆ ॥ તિણલોક નાયક સુગતિ દાયક, આજ ભાગ્ય થકી લહ્યા ॥ ધન જમ્મ જીવિય સત્તિ અમચી, દેવ એમ સહુ ઉમહ્યા ॥ ૧ ॥

॥ ઢાલ ॥ એક મિથ્યાત અસંયમ અવિરતિ દુર કરી,શિવ વસી યાજી ॥ એ ચાલ ॥ હવે અચ્યુત સુરપતિ જિન ભગતિ, કરવા મન ઉલ્લસીયાજી ॥ આભિયોગિક સુર તેડી ભાખે, સુણો જિનભગતિના રસિયાજી ॥ અરિહંત જન્મ સનાથ સામગ્રી, સઘલી અમપુર લાવોજી ॥ જગબંધુ કરૂણારસ સિંધુ, જોઈ આણંદ પાવોજી ॥ ૧ ॥ કનક રૂપ્ય મણિ કનકમણિના, રૂપ્યમણિના સારજી ॥ રજત કનક ને ત્રણ્યના ભેલા મૃત્તિકા તણા ઉદારજી ॥ અડ સહસ એકેક જાતિના,ચોસઠ્ઠ સહસ તે થાયજી ॥ ફુલચંગેરી છત્તર ચામર, દરપણ વિંજણ વાયજી ॥ ૨ ॥ રયણ કરંડક તેલ સમુદ્દગક, થાલપાત્રી સુખદાયજી ॥ ખીરોદક ગંગોદક કુંડોદક, દ્રહઉદક આદાઈજી કુલગિરિ સુરગિરિ ગજદંતા ગિરિવેયઢ દીરઘ ગોલજી ॥ જમક સમક કંચનગિરિ જાણો, તેમ વખ્ખારા શોલજી ॥૩॥ બાવનાચંદન અગર ઓષધી, સિદ્ધારથ સુખદાઈજી ॥ મોગર માલતી ચંપકકેતકી, જાઈ જુઈ સુહાઈજી ॥ કમલ વાસંતી મચકુંદ મરૂઓ, તીરથ મૃત્તિકા સારીજી ॥ ભગતે ઈંદ્રિ સમીપે મૂકે, કરી અભિષેકની તૈયારીજી ॥ ૪ ॥ છંદચાલ ॥ હવે ઇંદ્ર અચ્યુત દેવસંયુત્ત, આત્મગુણ સાધન રસી ॥ ચંદનાર્ચિત પુષ્પચર્ચિત, કલશ કર લીએ ઉલ્લસી ॥ બહુ હર્ષ અંગે ભક્તિચંગે, ઇંદ્ર રંગે એમ કહે ॥ જગબંધુ કરૂણા સિંધુ ભગવંત, પુજે તે શિવસુહ લહે ॥૧ ॥ ગદ્ય ચાલ ॥ ભો ! ભો ! સયલ જગજંતુ હિયકારણો, દુખદોહગ વિણાસણો, તિલોય જણમણ સંસય નિવારણો, મહામોહ મિચ્છત્તધંસણો, અણાઈભવતણાસહણો, અમિયરસ ભરીયનયણો, પરમદેવાહિ દેવોદકુવો ॥ ૨ ॥ હિય સુહ કામએહિં સયલસુરાસુરેહિં શાંતિને કારણે ઈંદ્રિ કલશા ભરે ॥ એ ચાલ ॥ ખીરસમુદ્રનું નીરઉજજલ ભરી, કલસની ધારા જિન શિશ

ઉપર કરી ॥ વિસ્તર્યું નીચિં રહુઉર અતિશયઘણું, શુચિ થયા દેવ સહુ વિબુહ મુખ એમ ભણું ॥ ૧ ॥ કેઈ ચામર કરે, કેઈ વીંજણુ ધરે, કેઈસુર છત્ર કેઈ કેઈ ધ્વજ કરે ॥ કેઈ નચ્ચિંતિ ગજજંતિ ભત્તિભરા, કેવિ ગાયંતિ વાયંતિ મહુરે સરા ॥ ૨॥ પુષ્પાઆભરણકેઈ વત્થ વુઠ્ઠિકરે, કેઈ સુર વિસ્મયકારી ચિહ્નાધરે ॥ સહસ ચૌસઠિ કલસે નવરાવિયો, અચ્ચુઆધીશ બહુ ચિત્ત સુહ પાવિયો ॥ ૩ ॥

॥ ઢાલ ॥

॥ તીર્થ કમલવર ઉદક ભરીને, પુષ્ખર સાગર આવે ॥ એ ચાલ ॥ દશવૈમાનિક વીસ ભવણવઇ, બત્રીસ વ્યંતર રાજા ॥ સામાનિક તાયતિંસ પરષદા, લોકપાલ ચઉ તાજા ॥ સાત અનિકના એક પઇન્નક, અભિઓગિક મન આણો ॥ પિણઇંદ્રાણી એકસો બત્રીસ, ચંદ્ર સૂર્ય શુચિ જાણો ॥ ૧ ॥ એમ ત્રેસઠ્ઠિ ઇંદ્રે જીન પુજ્યા, તવ તિહાં ઇશાણ ઇંદા ॥ પંચ રૂપ કરી શક્રને ભાખે ધરતો મન આંણદા ॥ જગલોચન જીનવર મુજ અંકે, થાપી કરો સનાથ ॥ શ્રી જીનવર પુજાથી તુમને, હોશ્યે મોક્ષની આથ ॥ ૨॥ ઈશાનઇંદ્રને અંકે થાપી, હરખે સોહમઇંદ ॥ વૃષભ રૂપ ચઉ આઠ શ્રૃંગથી, ઉમહી ધાર અમંદ ॥ દેવદુષ્ય વસ્ત્રે અંગ લુહી, કરી વિલેપન ચંગ॥ પુજી મનરંગે નવઅંગે, નાટિક ગીત અભંગા॥૩॥ ફુલમાલા આભુષણ અંગે, પહેરાવી ગુણગાય ॥ બત્રીસ બદ્ધ નાટક કરી ભાવે હાવ ભાવ બહુ લાય ॥ સયલ સુરાસુર સંયુત સોહમ, પતિ પહુ લેઇ હાથ ॥ આવે જીનજનનીની પાસે, થાપે તિહુઅણ નાથ ॥ ૪ ॥ ખોમજુગલ કુંડલ યુગ સુંદર, ઓશીસે ધરે તામ ॥ રત્નકંદુક ઉલ્લોચે થાપે, ફરતી ચિહુંદિસ દામ ॥ બત્રીસ કોડિ હીરણ વરસાવી, જઇ નંદિસર ઠામ ॥ અઠ્ઠાઇ મહોત્સવ કરી સઘલા, ઇંદ ગયા નિજ ધામ ॥ ૫ ॥ તપાગચ્છ નાયક ગુણલાયક, વિજયજીણંદ સૂરિનામ ॥ તસરાજ્યે જીન જનમ મહોચ્છવ, ગાયો ગુણઅભિરામ ॥ સંવેગરંગ સુરંગી સદ્ગુરૂ, સત્યવિજય મહારાજ

॥ શિષ્યકર્પુરક્ષમા જીન ઉત્તમ, વિજય પદ્દ વધિ લાજ ॥ ૬ ॥ શ્રી ગુરૂ પદ્મવિજય પદસેવિ, રૂપવિજય કહે એમ ॥ શ્રી જીન જન્મ મહોત્સવ ગાશે, તેહને સઘલે ખેમ ॥ પુણ્યમહોદય કમલા વિમલા, હોશે ઝાકઝમાલ ॥ ઋદ્ધિ સિદ્ધિ નવનિધિ તે, લહશ્યે નિત્ય મંગલમાલ ॥ ૯ ॥

## ॥ રાગ પ્રભાતિ દેશી ॥

॥ એમ પુજા જીનરાજની સમક્તિ રૂચિવંત ॥ કરતાં નિરમલ ભાવશ્યું લહો જ્ઞાન અનંત ॥ ૧ ॥ એમ પુજા જીનરાજની ॥ આંકણી ॥ ઉક્કાસય સત્તરિસયા, જીન કેવલનાણિ ॥ સંપઇ સીમંધર પહુ, પ્રણમું ગુણખાણી ॥ એ૦ ॥ ૨ ॥ પુજા કરતાં પૂજયની, પૂજ્ય પોતે થાય ॥ તિણે સમકિત રૂચિ પ્રાણિયા, પૂજો જીનરાય ॥ એ૦ ॥ ૩ ॥ પ્રભુપદ પદ્મની પૂજના, રૂપ કહે કરે જેહ ॥ અખય અનોપમ સંપદા, નિજપામે તેહ ॥ એ૦ ॥ ૪ ॥ ઇતિ શ્રીરૂપવિજયજી કૃત સ્નાત્ર પુજા સંપુર્ણ ॥ ગાથા ॥ ૭૬ ॥ શ્લોક ॥ ૧૫૫ ॥

# ☞ સ્નાત્ર પુજા વિધિ.

પ્રથમ મૂલ નાયકજી પાસે આવી નમસ્કાર કરી ધુપ ધાણું હાથમાં લઇ નીચે પ્રમાણે ગાથા બોલી ધુપ કરવો.

## ॥ ગાથા ॥

॥ અસુરિંદ સુરિંદાણં, કિન્નર ગંધવ્વ ચંદ સૂરાણં ॥ વિજ્જાહરા સુરાણં સજ્જોગા સિદ્ધાણ સિદ્ધાણં ॥૧॥ મુનિય પરમથ્થવિથ્થર, ગિયથ્થ વિવિહ તવ સોસિયંગાણં ॥ સિદ્ધિ વહુ નિપ્ભરઠં, ઠિયાણં જોગી સરાણંચ ॥ ૨ ॥ જંપુયાય ભગવઉ, તિત્થયરા રાગ રોસ તમ રહિયા ॥ વિણુય પણએણ તેસિં, સમુદ્ધહુઉ મેઇમે ધુઓ ॥૩॥ તિત્થંકર પડિમાણં, કંચન મણિરયણ વિદ્દુમમયાણં ॥ તિહુયણ

વિભુસગાણં, સાસય સુરનર કયાણંચ ॥ ૪ ॥ સિદ્ધાણ સૂરિપાઠગ, સાહુણં ઝાણ જોગ નિરયાણં ॥ સુયદેવયમાઈણં, સમુધ્ધુઓ મે ઇમે ધુઓ ॥ ૫ ॥

એ પ્રમાણે ગાથા કહી, અક્ષત ધોઇ, કેશર ચંદન લગાડી, પુષ્પો ભેલવી, તે કુસુમાંજલિ તૈયાર થઇ, જેથી તે લઇ નીચેના શ્લોકો બોલવા.

॥ શ્રીમત્પુણ્યં પવિત્રં કૃતવિપુલફલં મંગલં લક્ષ્મ લક્ષ્મ્યા ॥ ક્ષુણ્ણારિષ્ટોપસર્ગગ્રહગતિ વિકૃતિસ્વપ્ન મુત્પાતઘાતિ ॥ સંકેતં કૌતુકાનાં સકલસુખમુખં પર્વસર્વોત્સવાનાં ॥ સ્નાત્રં પાત્રં ગુણાનાં ગુરૂગરિમ ગુરોર્વંચિતાર્નં દૃષ્ટમ ॥ ૧ ॥ અશેષભવનાંતરાશ્રિત સમાજખેદક્ષમો ॥ ન ચાપિ રમણીયતા મતિશયીત તસ્યા પરઃ, ॥ પ્રદેશ ઇહ માનતો નિખિલલોક સાધારણઃ સુમેરૂરિતિ તાપિનઃ સ્નપન પીઠ ભાવં ગતઃ ॥ ૨ ॥

પછી સ્નાત્ર પીઠ સન્મુખ કુસુમાંજલિ અર્પણ કરી અને કુંકુમનો સ્વસ્તિક કરવો, ધુપ કરવો, અને ત્યારબાદ એક નવકાર ગણીને સ્નાત્ર પીઠ ઉપર પંચતીર્થી પ્રતિમાજી પધરાવવા. પછી સામે અક્ષતની ઢગલી કરી કલશો પધરાવી પછી હાથમાં કુસુમાજલિ લઇ નીચેની ગાથા કહેવી.

## ॥ ગાથા ॥ આર્યા ॥

॥ મુક્તાલંકારવિકા, રસારં સૌમ્યત્વકાંતિકમનીયમ્ ॥ સહજનિજરૂપનિર્જિત, જગત્રયં પાતુજિન બિંબમ્ ॥ ૧ ॥ એ ગાથા કહી પ્રતિમાજીના અલંકાર ઉતારીયે.

## ॥ ગાથા ॥

॥ અવણિયકુસુમાહરણં, પયઇ પયઠિયમનોહરચ્છાયં ॥ જિણરૂવં મજ્જણપીઠં ॥ સંઠિય વો સિવંદીસઉ ॥ ૨ ॥ એ ગાથા કહી નીર્માલ્ય ઉતારીએ.

## ॥ ગાથા ॥

॥ બાલત્તણમ્મિસામિઅ, સુમેરૂ સિહરમ્મિ કણય કલસેહિં ॥ તિઅસા સુરેહિંણહવિઓ ॥ તે ધન્નાજેહિં દિઠ્ઠોસિ ॥ ૩ ॥ એ ગાથા કહી કલશે પખાલકરી સક્ષેપે પૂજિયે. પછી હાથમાં કુસુમાંજલિ લઇ પ્રભુજીની જમણીબાજુ ઉભા રહી સ્નાત્ર શરૂ કરવું. કલશ કહેવા પહેલાં અક્ષતથી વધાવી, ચૈત્યવંદન જગચિંતામણીનું કહેવું " " ઉવસગ્ગહરં " કહેવું અને " જય વિયરાય " આભવ મખંડા " સુધી કહી પછી હાથ ધોઇ ધુપ ઊખેવી ખમાસમણ દેવું. પછી બે હાથે કલશો લેવા. તે કલશો ઉત્તરાસંગ વસ્ત્રવડે ઢાંકવા અને શ્રેણીબંધ ઊભા રહી કલશથી માંડી સંપૂર્ણ સ્નાત્ર કહેવું ત્યાર પછી પ્રતિમાજી ઉપર કલશો ઢોલી છેલુ પુજાનુ ગીત કહેવું પછી આટ પ્રકારી પૂજા કરવી.

ત્યારબાદ પ્રભુ સન્મુખ બેસી આરતિ કરનારને નવ અંગે કુંકુમનાં તિલક કરવાં. પછી એક થાલમાં સ્વસ્તિક કરી, તેમાં આરતિ તથા મંગલદીપક પધરાવી, બનેમાં ધૃત પુરી પ્રથમ આરતિની કેશર, ફુલ, તથા અક્ષતે પૂજા કરી કુંકુમના છાંટા નાંખવા. પછી આરતિ હાથમાં લઈ ઉભા થઈ નીચે પ્રમાણે બોલતાં આરતિ ઉતારવી.

## ॥ આરતી ॥

॥ વિવિધરત્નમણિજડિતરચાવો, થાલ વિશાલ અનોપમ લાવો ॥ આરતિ ઉતારો પ્રભુજીની આગે, ભાવના ભાવી શિવસુખ માગે ॥ આ૦ ॥ ૧ ॥ સાત ચૌદ ને એકવીશ ભેવા, ત્રણ ત્રણ વાર પ્રદક્ષિણા દેવા ॥ આર૦ ॥ ૨ ॥ જીમ જીમ જલધારા દઇ જંપે, તિમ તિમ દોહગ થર થર કંપે ॥ આર૦ ॥ ૩ ॥ બહુ ભવ સંચિત પાપ પણાસે દ્રવ્ય પુજાથી ભાવ ઉલ્લાસે ॥ આર૦ ॥ ૪ ॥ ચૌદ ભુવનમાં જીનજીને તોલે, કોઇ નહિ આરતિ એમ બોલે ॥ આર૦ ॥ ૫ ॥ ઇતિ આરતિ ॥ આ આરતિ ઉતારતી વખતે આરતિ ઉતારનારે ચોખ્ખા પાણીથી ભરેલ બે કલશ બીજા

સ્નાત્રીયાઓને ચાંદલો કરી આપવા, અને તેમણે આરતિ ચાલે ત્યાં સુધી તેમાંથી અખંડ ધાર કરી પછી કુંડીમાં તે કલશ મુકી દેવા. આ પ્રમાણે આરતિ પુરી થયા પછી મંગલ દીપકની ઉપર કહેલી વસ્તુઓથી પુજા કરી નીચે લખેલ ગાથાઓ બોલતાં પ્રભુ સન્મુખ મંગલ દીપક ઉતારવો.

॥ દીવોરે દીવો મંગલિક દીવો, ભુવન પ્રકાશક જીન ચિરંજીવો ॥ દીવો૦ ॥ ૧ ॥ ચંદ સૂરજ પ્રભુ તુમ મુખ કેરાં, લુંછણા કરતા દે નિત્ય ફેરા ॥ દીવો૦ ॥ ૨ ॥ જીન તુજ આગલ સુરની અમરી, મંગલ દીપ કરી દીયે ભમરી ॥ દીવો૦ ॥ ૩ ॥ જેમ જેમ ધુપ ઘટી પ્રગટાવે, તેમ તેમ ભવનાં દુરિત દઝાવે ॥ દીવો૦ ॥ ૪ ॥

એ રીતે મગલ દીપક ઉતારી તે નીચે પધરાવવો. પછી એક થાલમાં અષ્ટપ્રકારમાંથી ધુપ અને દીપ શિવાય વસ્તુઓ ( દ્રવ્યો ) લઇ તે થાલ તમામ સ્નાત્રીયાઓએ હાથમાં લઈ નીચેની ગાથા બોલી તે થાલ નીચે પધરાવવો.

## ॥ ગાથા ॥

॥ નીર અક્ષત કુસુમાંજલિ ચંદન, ધુપદીપ ફલ નૈવેદ્ય નીવેદન ॥ દીવો૦ ॥ ૫ ॥ એણીપરે અષ્ટ પ્રકારી કીજે, પુજાસ્નાત્ર મહોત્સવ પભણીજે ॥ દીવો૦ ॥ ૬ ॥ પછી લુણની કાંકરી લઇ નીચે મુજબ ગાથા બોલી લુણ ઉતારે. ( આરતિની જેમ પ્રભુની સામે લુણ ઉતારવું. )

## ॥ ગાથા ॥

॥ લૂણ ઉતારો જીનવર અંગે, નિર્મલ જલધારા મનરંગે ॥ લુણ૦ ॥ ૧ ॥ જેમ જેમ તડતડ લૂણજ ફુટે, તેમ તેમ અશુભ કર્મ બંધ ત્રૂટે ॥ લુણ૦ ॥ ૨ ॥ ( એ ગાથા કહી લુણ અગ્નિમાં નાંખવું ). પછી બીજું લુણ લઇને બોલવું. ॥ નયન સલુણાં શ્રી

જીનજીનાં, અનુપમ રૂપ દયા રસ ભીનાં ॥ લુણ૦ ॥ ૩ ॥ રૂપ સલુણું જીનજીનું દીસે, લાજ્યું લુણ તે જલમાં પેસે ॥ લુણ૦ ॥ ॥ ૪ ॥ ત્રણ પ્રદક્ષિણા દેઈ જલધારા, જલણ ખેપવીયે લુણ ઉદારા ॥ લુણ૦ ॥ ૫ ॥ જે જીન ઉપર દુમણો પ્રાણી, તે એમ થાજો લુણ જ્યું પાણી ॥ લુણ૦ ॥ ૬ ॥ ( એમ કહીને લુણને જલની વાટકીમાં નાંખવું ) ॥ અગરૂ કૃષ્ણાગરૂ કુંદરૂ સુગંધે ॥ ધુપ કરી જે વિવિધ પ્રબંધે ॥ લુણ૦ ॥ ૭ ॥

એ ગાથા કહીને અગ્નિ ઉપર ધુપ પ્રક્ષેપવો.

( ઘણીવાર લૂણ, આરતી ઉતાર્યા પહેલા પણ, ઉતારવામાં આવે છે. )

મંગલિક દીવો ઉતાર્યા પછી નીચેનો કલશ બોલવો.

## ॥ રાગ ધનાશ્રી ॥

॥ ગાયો ગાયો રે ભવી ભાવ ધરીને ગાયો ॥ એ ટેક ॥ ॥ સમકીત શુદ્ધ કરીને સહેજે, શિવ સુખ સંપદ પાયો રે ॥ ભવી૦ ॥ ૧ ॥ સ્નાત્ર મહોત્સવ વિધિ એમ કરતાં, કુમતિ મિથ્યાત્વ ગમાયો ॥ ભાવ સહિત જે જીનવર પુજે, તસ હાથે જીન પદ પાયો રે ॥ ભવી૦ ॥ ૨ ॥ શ્રેણિક કૃષ્ણ સત્યકી વિદ્યાધર, કોણીક નરપતિ રાયો ॥ ઈત્યાદિક જીન પુજા પસાયે, તીર્થંકર પદ પાયો રે ॥ ભવી૦ ॥ ૩ ॥ જેણે નર ભવ શ્રાવક કુલ પામી, જીનવર ગુણ નવી ગાયો ॥ જેણે જીનવરની સેવા ન કીધી, સો જનની કાં જાયો રે ॥ ભવી૦ ॥ ૪ ॥ ત્રણ ભુવન મન વાંછિત પુરણ, સુરતરૂ સમવડ આયો ॥ તીર્થંકર પદ પુજા કરતાં, સમકિત સુયશ સવાયો રે ॥ ભવી૦ ॥ ૫ ॥ ઇતિ ॥

એ પ્રમાણે કહીને પછી શાન્તિ કલશ કરવો. તે નમણના જલ વડે એક કલશમાંથી અખંડ ધારાયે, કુંડીમાં એક નવકાર તથા મોટી શાન્તિ બોલતાં કરવો.

પછી પ્રભુ સન્મુખ સર્વેએ ઉભા રહીને નીચે પ્રમાણે ( હાથ જોડીને બોલવું.

॥ આજ્ઞાહીનં ક્રિયાહીનં, મંત્રહીનં ચ યત્કૃતમ્ ॥ તત્સર્વં ક્ષમ્ય દેવ, પ્રસીદ પરમેશ્વર ॥ ૧ ॥ ઇતિ ॥સ્નાત્ર પુ૦ વિ ॥



# ॥ શ્રી પંડિત વીરવિજયજી કૃત સ્નાત્ર પૂજા ॥

## ॥ કાવ્ય ॥ દ્રુતવિલંબિતવૃત્તમ્ ॥

## વિધિ.

પ્રથમ પુર્વદિશા સન્મુખ અથવા ઉત્તર દિશા સન્મુખ પ્રતિમાજીનું મુખ આવે, એવી રીતે ઉપરાઉપરી શુદ્ધ કરી, ધુપ, દીપ વડે પવિત્ર કરેલા ત્રણ બાજોઠ, જલાદિકથી શુદ્ધ કરેલી, ધુપાદિકથી પવિત્ર કરેલી, ગુલાબ કેવડા પ્રમુખના સુગંધીત પાણીથી છંટકાવ કરેલી અને ફુલની વૃષ્ટિ કરેલી ભુમિપર સ્થાપન કરવા. તેના ઉપર પ્રતિમાજી પધરાવવા માટે સિંહાસન સ્થાપન કરવું, સિંહાસન ન હોય તો થાળ મુકવો. કદાપિ બે બાજોઠ અને ત્રીજું સિંહાસન હોય તોપણ અડચણ નહિ. સઘળા બાજોઠના મધ્ય ભાગમાં એકેક કેસરનો સાથીઓ કરવો. નીચેના બે બાજોઠ ઉપર કેસરના સાથીઆ કરેલા હોય તેના ઉપર ચોખાના સાથીઆ કરવા. અને ઉપર ફળ, સોપારી આદિ મુકવું. પછી સિંહાસનમાં અથવા થાળ હોય તો થાળમાં બે સાથીઆ કેસરથી કરવા. પછી ત્રણ નવકાર ગણી એક સાથીઆ ઉપર પંચતીર્થી પ્રતિમા સ્થાપન કરવી. તેની આગળ બીજા સાથીઆ ઉપર સિદ્ધચક્ર સ્થાપન કરવા. સ્નાત્રનું જળ નીચે ન પડે માટે સિંહાસન નીચે પિત્તળની કુંડી મુકવી. સ્નાત્ર પુજા થઇ રહ્યા પછી તે કુંડીમાંનું પાણી કોઇનો પગ ઉપર ન આવે એવી જગાએ નાંખવું, એ ત્રણ

બાજોઠની આગળ એક પાટલો અથવા બાજોઠ શુદ્ધ કરી મુકવો. તેના ઉપર હાર બંધ બે અથવા ચાર સાથીઆ કરીને ઉપર ચોખા પુરવા. તેના ઉપર સોપારી, બદામ વગેરે મુકવું. પછી ચોખ્ખું પાણી, દુધ, દહીં, ઘી, અને સાકર તેનું પંચામૃત બનાવીને તેમાં ફુલ, બરાસ, કેસર, ચંદન આદિ સુગંધીત પદાર્થ નાંખીને શુદ્ધ નિર્મળ કળશ, જેટલા સાથીઆ કર્યા હોય તેટલા ઉપર, ઉપર પ્રમાણે પંચામૃતના કળશ ભરીને સાથીઆ ઉપર મુકવા. અને ગળામાં નાળચાની સાથે ૪ આવી આંટી પાડી નાડુ બાંધવું. તે કળશના ઉપર શુદ્ધ અંગલોહણાની ગડી વાળી ઢાંકવું. પ્રતિમાના જમણા પાસે પ્રતિમાની નાસિકા બરોબર શિખા આવે એવી રીતે ફાનસમાં દીવો મુકવો. ડાબે પાસે ધુપધાણું મુકવું. સિંહાસન ઉપર ચંદરવા તોરણ બાંધવાં. ભગવાનના ઉપર ઉપરાઉપરી ત્રણ છત્ર ધારણ કરવાં. પછી બે અથવા ચાર સ્નાત્રીયાએ નાહી શુદ્ધ થઇ વસ્ત્રાલંકાર પહેરી સુશોભીત થઇ, કપાળમાં તિલક કરી આઠ પડો મુખકોશ બાંધી હાથ ધોઇને ધુપ, દીપથી પવિત્ર કરીને ત્રણ આંટાથી નાડું હાથે બાંધી, હાથ કેસર આદિકથી ચર્ચીત કરી ઉભા રહેવું. અહીંઆં બાજોઠ સિંહાસન, દીવી, આરતી, મંગળ દીવો, ચામરની દાંડી વગેરે જે જે ચીજો સ્નાત્રમાં કામ આવે એવી હોય, તે સર્વને નાડુ બાંધવું.

સ્નાત્ર ભણાવ્યા પછી તરતજ મોટી પુજા ભણાવવી હોય તો પ્રતિમાજી નીચે જેવી પુજા હોય તે પ્રમાણે નકરામાં રૂપા નાણું મુકવું.

હાલ કંકુ વાપરવાની પ્રવૃત્તિ છે પણ કંકુ વાપર્યા પછી પ્રતિમાજીને અડકી શકાય નહિ માટે કેસર વાપરવાનું લખ્યું છે.

સરસ શાંતિ સુધારસ સાગરં, શુચિતરં ગુણરત્નમહાગરં ॥
ભવિકપંકજ બોધ દિવાકરં, પ્રતિદિનં પ્રણમામિ જિનેશ્વરં. ॥૧॥

॥ દોહા ॥

કુસુમાભરણ ઉતારિને, પડિમા ધરિયે વિવેક ॥ મજ્જનપીઠે થાપિને, કરિયેં જલ અભિષેક. ॥ ૨ ॥

॥ ગાથા આર્યા ગીતિ ॥

જિણ જમ્મ સમય મેરૂ, સિહરં રયણ કણય કલસેહિં ॥ દેવા સુરેહિં ણ્હવિઉ, તે ધન્ના જેહિં દિટ્ઠોસિ. ॥ ૩ ॥

॥ કુસુમાંજલિ ॥ ઢાલ ॥

નિર્મલ જલ કલશે ન્હવરાવે, વસ્ત્ર અમૂલક અંગ ધરાવે, કુસુમાંજલી મેહેલો આદિજિણંદા; સિદ્ધસ્વરૂપી અંગ પખાલી, આતમ નિર્મલ હુઈ સુખમાલી. કુ૦ ॥ ૪ ॥

॥ ગાથા ॥ આર્યા ગીતિ ॥

મચકુંદ ચંપ માલઈ, કમલાઈં પુપ્ફ પંચ વણ્ણાઇં ॥ જગનાહ ન્હવણ સમયે, દેવા કુસુમાંજલી દિંતી. ॥

કુસુમાંજલી મેહેલો આદિ જિણંદા. ॥ ૧ ॥ નમોઽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વસાધુભ્યઃ ॥

॥ કુસુમાંજલી ॥ ઢાલ ॥

રયણ સિંહાસન જિન થાપીજેં, કુસુમાંજલી પ્રભુ ચરણે દીજેં, કુસુમાંજલિ મેહેલો શાંતિજિણંદા. ॥

॥ દોહા ॥

જિણ તિહુ કાલય સિદ્ધની, પડિમા ગુણ ભંડાર; તસુ ચરણે કુસુમાંજલી, ભવિક દુરિત હરનાર. ॥ ૨ ॥ નમોઽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વસાધુભ્યઃ ॥

॥ કુસુમાંજલી ॥ ઢાલ ॥

કૃષ્ણાગરૂ વર ધુપ ધરીજે, સુગંધ કર કુસુમાંજલિ દિજે ॥
કુસુમાંજલિ મેહેલો નેમિ જિણંદા ॥ ૧ ॥

॥ ગાથા ॥ આર્યા ગીતિ ॥

જસુ પરિમલ બલ દહદિસિં, મહુકર ઝંકાર સદ્દ સંગીયા ॥
જિણ ચલણોવરિ મુક્કા, સુરનર કુસુમાંજલી સિદ્ધા. ॥ ૩ ॥

॥ નમોઽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વસાધુભ્યઃ ॥

॥ કુસુમાંજલી ॥ ઢાલ ॥

પાસજિણેસર જગ જયકારી, જલ થલ ફુલ ઉદક કર ધારી
॥ કુસુમાંજલી મેહેલો પાર્શ્વ જિણંદા ॥ ૧ ॥

॥ દોહા ॥

મુકે કુસુમાંજલિ સુરા વીરચરણ સુકુમાલ ॥ તે કુસુમાંજલિ ભવિકનાં, પાપ હરે ત્રણ કાલ ॥ ૪ ॥ નમોઽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વસાધુભ્યઃ ॥

॥ કુસુમાંજલી ॥ ઢાલ ॥

॥ વિવિધ કુસુમ વરજાતિ ગહેવી, જિનચરણે પણમંત ઠવેવી ॥
કુસુમાંજલિ મેહેલો વીર જિણંદા ॥ ૧ ॥

॥ વસ્તુછંદ ॥

ન્હવણકાલેં ન્હવણકાલેં ॥ દેવદાણવ સમુચ્ચિય ॥ કુસુમાંજલિ તહિં સંઠવિય ॥ પસરંત દિસિ પરિમલ સુગંધિય ॥ જિણપયકમલે નિવડેઇ ॥ વિગ્ઘહર જસ નામ મંતો ॥ અનંત ચઉવીસ જિન ॥ વાસવ મલિય અસેસ ॥ સા કુસુમાંજલિ સુહકરો ॥ ચઉવિહ સંઘ વિસેસ ॥૯॥ કુસુમાંજલિ મેહલો ચઉવીશ જિણંદા ॥ ૫ ॥ નમોઽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વસાધુભ્યઃ

॥ કુસુમાંજલી ॥ ઢાલ ॥

અનંત ચઉવીસી જિનજી જુહારૂં, વર્ત્તમાન ચઉવીસી સંભારૂં, કુસુમાંજલિ મેહેલો ચોવીશ જિણંદા.

॥ દોહા ॥

મહાવિદેહેં સંપ્રતિ, વિહરમાન જિન વીશ; ભક્તિભરે તે પુજિયા, કરો સંઘ સુજગીશ. ૬ નમોઽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વસાધુભ્ય:

॥ કુસુમાંજલી ॥ ઢાલ ॥

અપછરમંડલિ ગીત ઉચ્ચારા, શ્રી શુભવીર વિજય જયકારા ॥ કુસુમાંજલિ મેહેલો સર્વ જિણંદા. ॥ ઇતિ શ્રી કુસુમાંજલય: ॥

॥ અથ કલશ ॥ દોહા ॥

સયલ જિણેસર પાય નમિ, કલ્યાણક વિધિ તાસ ॥ વર્ણવતાં સુણતાં થકાં, સંઘની પુગે આશ. ॥ ૧ ॥

॥ ઢાલ ॥ એકદિન અચિરા હુલરાવતી ॥ એ દેશી ॥

સમકિતગુણઠાણે પરિણમ્યા, વલી વ્રતધર સંયમસુખ રમ્યા ॥ વીશ થાનક વિધિયેં તપ કરી, એસી ભાવદયા દિલમાં ધરી. ॥૨॥ જો હોવે મુજ શક્તિ ઇસી, સવિ જીવ કરૂં શાસન રસી ॥ શુચિરસ ઢલતે તિહાં બાંધતાં, તીર્થંકરનામ નિકાચતાં. ॥૨॥ સરાગથી સંયમ આચરી, વચમાં એક દેવનો ભવ કરી; ચવિ પન્નર ક્ષેત્રેં અવતરે, મધ્યખંડ પણ રાજવી કુલેં. ॥૩॥ પટરાણી કુખે ગુણનિલો, જેમ માનસરોવર હંસલો; સુખશય્યાયેં રજની શેષેં, ઉતરતાં ચઉદ સુપન દેખે. ॥ ૪ ॥

॥ ઢાલ ॥ સ્વપ્નની ॥

પેહેલે ગજવર દીઠો, બીજે વૃષભ પઇઠો ॥ ત્રીજે કેસરી

સિંહ, ચોથે લખમી અવીહ. ૧ પાંચમે ફુલની માલા, છઠે ચંદ્ર વિશાલા ॥ રવિરાતો ધ્વજ મોહોટો, પુરણ કળસ નહિં છોટો. ॥ ૨ ॥ દશમે પદ્મ સરોવર, અગિયારમે રત્નાકર ॥ ભુવન વિમાન રત્નગંજી, અગ્નિશિખા ધુમ વર્જી. ॥ ૩ ॥ સ્વપ્નલહિ જઇ રાયને ભાસે, રાજા અર્થ પ્રકાશે ॥ પુત્ર તિર્થંકર ત્રિભુવન નમસે, સકલ મનોરથ ફલશે. ॥ ૪ ॥

## ॥ વસ્તુ છંદ ॥

અવધિ નાણે અવધિ નાણે, ઉપના જિનરાજ ॥ જગત જસ-પરમાણુઆ, વિસ્તરર્યા વિશ્વ જંતુ સુખકાર ॥ મિથ્યાત્વ તારા નિ-બલા, ધર્મ ઉદય પરભાત સુંદર ॥ માતા પણ આણંદિયાં, જાગતી ધર્મ વિધાન ॥ જાણંતી જગતિલક સમો, હોસે પુત્ર પ્રધાન ॥૧॥

## ॥ દોહા ॥

શુભલગ્ને જિન જનમિયા, નારકીમાં સુખ જ્યોત ॥ સુખ પામ્યા ત્રિભુવન જના, હુઓ જગત ઉદ્યોત ॥ ૧ ॥

## ॥ ઢાલ ॥ કડખાની દેશી ॥

સાંભલો કલશ જન, મહોત્સવનો ઇહાં ॥ છપ્પન કુમરી દિશિ, વિદિશિ આવે તિહાં, માય સુત નમિય, આણંદ અધિકો ધરે ॥ અષ્ટ સંવર્ત, વાયુથી કચરો હરે ॥ ૧ ॥ વૃષ્ટિ ગંધોદકે, અષ્ટ કુમરી કરે અષ્ટ કલશા ભરી, અષ્ટ દર્પણ ધરે ॥ અષ્ટ ચામર ધરે, અષ્ટ પંખા લહી ॥ ચાર રક્ષા કરી, ચાર દીપક ગ્રહી ॥ ૨ ॥ ઘર કરી કેલનાં, માય સુત લાવતી ॥ કરણ શુચિકર્મ જલ કલશે ન્હવરાવતી ॥ કુસુમ પુજી અલંકાર પહેરાવતી, ॥ ૩ ॥ રાખડી બાંધી જઇ, શયન પધરાવતી ॥ નમિય કહે માય તુજ, બાલ લીલાવતી ॥ મેરૂ રવિ ચંદ્ર લગે, જીવજો જગપતિ ॥ સ્વામિગુણ ગાવતી ॥ નિજ ઘર જાવતી, તેણે સમે ઇંદ્ર, સિંહાસન કંપતિ ॥ ૪ ॥ અહીઆ દર્પણ ધરવા તથા ચામર વીંજવા.

॥ ઢાલ ॥ એકવીશાની દેશી ॥

જિન જન્મયાજી, જિણ વેલા જનની ઘરે ॥ તિણ વેલાજી, ઇંદ્ર સિંહાસન થરહરે ॥ દાહિણોત્તરજી, જેતા જિન જનમે યદા, દિશિ નાયકજી, સોહમ ઇશાન બિહુ તદા. ॥ ૧ ॥

॥ ત્રુટક ॥

તદા ચિંત્તે ઇંદ્ર મનમાં, કોણ અવસર એ બન્યો ॥ જિનજન્મ અવધિ નાણે જાણી, હર્ષ આનંદ ઉપન્યો. ॥ ૧ ॥ સુઘોષ આદે ઘંટ નાદે, ઘોષણા સુરમેં કરે ॥ સવિ દેવી દેવા જન્મમહોત્સવે, આવજો બાલ સુરગિરિવરે. ॥ ૨ ॥ અહીંઆં ઘંટ વગાડવો.

॥ ઢાલ પૂર્વલી ॥

એમ સાંભલીજી, સુરવર કોડિ આવી મલે ॥ જન્મમહોત્સવજી, કરવા મેરૂ ઉપર ચલે. સોહમપતિજી, બહુ પરિવારે આવિયા ॥માય જિનનેંજી, વાંદી પ્રભુને વધાવિયા. ॥૩॥ અહીં અક્ષતથી વધાવવા.

॥ ત્રુટક ॥

વધાવી બોલે હે રત્નકુખ, ધારિણી તુજ સુત તણો ॥ હું શક્ર સોહમ નામે કરશું, જન્મ ઉત્સવ અતિ ઘણો. એમ કહી જિન પ્રતિબિંબ થાપી, પંચ રૂપે પ્રભુ ગ્રહી ॥ દેવ દેવી નાચે હર્ષ સાથે, સુરગિરિ આવ્યા વહી. ॥ ૪ ॥

॥ ઢાલ ॥ પૂર્વલી ॥

મેરૂ ઉપરજી, પાંડુકવનમેં ચિહું દિશે ॥ શિલા ઉપરજી, સિંહાસન મન ઉલ્લસે ॥ તિહાં બેસીજી, શક્રે જિન ખોલે ધરયા. હરિ ત્રેશઠજી બીજા તિહાં આવી મલ્યા. ॥ ૫ ॥

॥ ત્રૂટક ॥

મલ્યા ચોસઠ સુરપતિ તિહાં, કરે કલસ અડ જાતિના ॥ મા-

ગધાદિ જલ તીર્થ ઔષધિ, ધુપ વલિ બહુ ભાતિના ॥ અચ્યુતપતિયેં હુકમ કીનો, સાંભલો દેવા સવે ॥ ખીરજલધિ ગંગાનીર લાવો, ઝટિતિ જિન મહોત્સવે ॥ ૬ ॥

## ॥ ઢાલ ॥ વિવાહલાની દેશી ॥

સુર સાંભલીને સંચરીયા, માગધ વરદામેં ચલીયા ॥ પદ્મદ્રહ ગંગા આવે, નિર્મલ જલ કલશ ભરાવે. ॥૧॥ તીરથ ફુલ ઔષધિ લેતા, વલિ ખીરસમુદ્રેં જાતા ॥ જલ કલશા બહુલ ભરાવે, ફુલ ચંગેરી થાલ લાવે.॥૨॥સિંહાસનચામર ધારી,ધુપધાણાં રકેબી સારી॥ સિદ્ધાંતેં ભાખ્યાં જેહ, ઉપકરણ મિલાવે તેહ ॥ ૩ ॥ તે દેવા સુરગિરિ આવે, પ્રભુ દેખી આનંદ પાવે ॥ કલશાદિક સહુ તિહાં ઠાવે, ભકતેં પ્રભુના ગુણ ગાવે. ॥ ૪ ॥ અહીંઆં જગચિંતામણીનું ચૈત્યવંદન કરવું.

## ॥ ઢાલ રાગ ધનાશ્રી ॥

આતમ ભક્તિ મલ્યા કેઇ દેવા, કેતા મિત્તનુ જાઈ ॥ નારી પ્રેર્યા વલિ નિજ કુલવટ, ધર્મી ધર્મ સખાઇ ॥ જોઇસ વ્યંતર ભુવનપતિના, વૈમાનિકસુર આવે ॥ અચ્યુતપતિ હુકમે ધરી કલશા અરિહાનેં નવરાવેં ॥ આ૦ ॥ ૧ ॥ અડ જાતિ કલશા પ્રત્યેકેં આઠ આઠ સહસ પ્રમાણો ॥ ચઉસઠ સહસ હુઆ અભિષેકેં, અઢિશેં ગુણા કરી જાણો ॥ સાઠ લાખ ઉપર એક કોડિ, કલશાના અધિકાર ॥ બાસઠ ઇંદ્રિ તણા તિહાં બાસઠ, લોકપાલના ચાર ॥ આ૦ ॥ ૨ ॥ ચંદ્રની પંક્તિ છાસઠ છાસઠ, રવિસેણી નરલોકો ॥ ગુરૂસ્થાનક સુરકેરો એકજસામાનિકનોએકો॥સોહમપતિઇશાનપતિની ઇંદ્રાણીના સોલ॥ અસુરની દશ ઇંદ્રાણી નાગની, બાર કરે કલ્લોલ ॥ આ૦ ॥ ૩ ॥ જ્યોતિષ વ્યંતર ઇંદ્રિની ચઉ ચઉ, પર્ષદા ત્રણનો એકો ॥ કટકપતિ અંગરક્ષક કેરો, એક એક સુવિવેકો ॥ પરચુરણ સુરનો એક છેલ્લો, એ અઢીશેં અભિષેકો ॥ ઇશાન ઇંદ્ર કહે મુજ

આપો, પ્રભુને ક્ષણ અતિરેકો ॥ આ૦ ॥ ૪ ॥ તવ તસ ખોલે ઠવિ અરિહાને, સોહમપતિ મનરંગે ॥ વૃષભરૂપ કરિ શ્રૃંગ જલેં ભરી, ન્હવણ કરે પ્રભુ અંગે ॥ પુષ્પાદિક પુજીને છાંટે, કરિ કેસર રંગરોલે ॥ મંગલદીવો આરતી કરતાં, સુરવર જય જય બોલે ॥ આ૦ ॥ ૫ ॥ ભેરી ભુંગલ તાલ બજાવત, વલિયા જીન કર ધારી ॥ જનનીઘર માતાને સોંપી, એણિપરે વચન ઉચ્ચારી ॥ પુત્ર તુમારો સ્વામી હમારો, અમે સેવક સાધાર, પંચ ધાવ રંભાદિક થાપિ, પ્રભુ ખેલાવણ હાર ॥ આ૦ ॥ ૬ ॥ બત્રીશ કોડિ કનક મણિ માણિક, વસ્ત્રની વૃષ્ટિ કરાવે ॥ પુરણ હર્ષ કરેવા કારણ, દ્વીપ નંદીશ્વર જાવે ॥ કરિય અઠાઇ ઉત્સવ દેવા, નિજ નિજ કલ્પ સધાવે ॥ દીક્ષા કેવલને અભીલાષેં, નિત નિત જીન ગુણગાવે ॥ આ૦ ॥ ૭ ॥ તપ ગચ્છ ઇસર સિંહ સૂરીસર, કેરા શિષ્ય વડેરા ॥ સત્યવિજય પન્યાસ તણે પદ, કપુરવિજય ગંભીરા ॥ ખિમાવિજયતસ સુજશવિજયના, શ્રી શુભવિજય સવાયા ॥ પંડિત વીરવિજય તસ શિષ્યે, જીન જન્મમહોત્સવ ગાયા ॥ આ૦ ॥૮॥ ઉત્કૃષ્ટા એકશોને સિત્તેર, સંપ્રતિ વિચરે વીશ ॥ અતીત અનાગત કાલેં અનંતા, તીર્થંકર જગદીશ, સાધારણ એ કલશ જે ગાવે, શ્રી શુભવીર સવાઇ ॥ મંગલલીલા સુખ ભર પાવેં ઘર ઘર હર્ષ વધાઈ ॥ આતમ૦ ॥ ૯ ॥

અહીં કલસાભિષેક કરીયે, પછી દુધ, દહિ, ઘૃત, જળ અને શર્કરા એ પંચામૃતનો પખાલ કરીને પછી પુજા કરીયે ને ફુલ ચઢાવીયે.

( અહીં જો મોટી પુજા તરતજ ભણાવવાની હોય તો લુણ, આરતી મંગળ દીવો ઉતારવો નહીં, અને અહીંથી પુજા ભણાવવાની શરૂ કરવી. પુજા પુરી થયેથી લુણ આરતી મંગળદીવો ઉતારવાં. ) પછી આરતી મંગલ દીપક અને લુણ ઉતારવું તેની વિધિ લખીયે છીયે. પ્રભુની આગલ પડદો કરીને પ્રભુની સનમુખ બેસીને આરતી કરનાર પોતાના નવ અંગે ( બે પગને અંગુઠે, બે ઢીંચણે, બે હાથના કાંડે, બે ખભે, મસ્તકે, કપાલે, કંઠે, હૃદયે અને

નાભીએ ) કુંકુમથી કે કેસરથી તિલક કરીને એક થાલમાં આરતી અને જમણે પાસે સાથીઓ કરી તે ઉપર મંગલ દીવો રાખવો, આરતીમાં થોડું ઘી પુરવું અને મંગલ દીવો ઘીથી પુરો ભરવો અને એક રકેબીમાં મીઠું, માટી અને પાણી લઇને બેડ બેડ ત્રણ વખત લુણ ઉતારવું અને ઉતારતાં નીચે પ્રમાણે ગાથાઓ બોલવી અને લુણ માટી જલમાં નાંખવાં.

## ॥ અથ લૂણ ઉતારણું ॥

॥ લુણ ઉતારો જિનવર અંગે, નિર્મળ જળધારા મન રંગે ॥ લુ૦ ॥ ૧ ॥ જીમ જીમ તડ તડ લુણજ ફુટે, તિમ તિમ અશુભ કર્મબંધ ત્રૂટે ॥ લુ૦ ॥ ૨ ॥ નયણ સલુણાં શ્રી જીનજીનાં, અનુપમ રૂપ દયારસ ભીનાં ॥ લુ૦ ॥ ૩ ॥ રૂપ સલુણ જિનજીનું દીસે, લાજ્યું લુણ તે જળમાં પેસે ॥ લુ૦ ॥ ૪ ॥ ત્રણ પ્રદક્ષિણ દેઈ જળધારા, જલણ ખેપવીયે લુણ ઉદારા ॥ લુ૦ ॥ ૫ ॥ જે જિન ઉપર દુમણો પ્રાણી, તે એમ થાજો લુણ જ્યું પાણી ॥ લુ૦ ॥ ૬ ॥ અગર કૃષ્ણાગરૂ કુંદરૂ સુગંધે, ધુપ કરીજે વિવિધ પ્રબંધે ॥ લુ૦ ॥ ૭ ॥

પછી રકેબીમાં રાખેલી આરતીની તથા મંગળ દીવાની કેસર ફુલ અને અક્ષતથી પુજા કરવી અને ઉપર કંકુના છાંટા નાંખવા, પછી મંગળ દીવો પ્રગટાવવો અને તે મંગળ દીવાથી આરતી પ્રગટાવવી. પછી મંગળ દીવો નીચે બાજોઠ ઉપર મુકી આરતી બોલી આરતી ઉતારવી અને તે પછી મંગળદીવો ઉતારવો. તે વખતે કપુર સળગાવી મંગળ દીવા જોડે રાખવું.

## ॥ અથ આરતિ ॥

વિવિધ રત્નમણિ જડિત રચાવો, થાળ વિશાળ અનોપમ લાવો ॥ આરતિ ઉતારો પ્રભુજીને આગે, ભાવના ભાવિ શિવસુખ માગે ॥ આ૦ ॥ ૧ ॥ સાત ચૌદ ને એકવીશ ભેવા, ત્રણ ત્રણવાર પ્રદક્ષિણ દેવા ॥ આ૦ ॥ ૨ ॥ જીમ જીમ જલધારા દેઇ જંપે,

તિમ તિમ દોહગ થરહર કંપે ॥ આ૦ ॥ ૩ ॥ બહુ ભવ સંચિત પાવ પણાસે, દ્રવ્ય પુજાથી ભાવ ઉલ્લાસે ॥ આ૦ ॥ ૪ ॥ ચૌદ ભુવનમાં જીનજીને તોલે, કોઈ નહીં આરતિ ઇમ બોલે ॥ આ૦॥૫॥

॥ અથ મંગળીક દીવો. ॥

દીવો રે દીવો મંગલિક દીવો, ભુવન પ્રકાશક જીન ચિરંજીવો ॥ દી૦ ॥૧ ॥ ચંદ સુરજ પ્રભુ તુમ મુખ કેરા, લુંછણુ કરતા દે નિત ફેરા ॥ દી૦ ॥ ૨॥ જીન તુજ આગલ સુરની અમરી, મંગલ દીપ કરી દિયે ભમરી ॥ દી૦ ॥ ૩ ॥ જીમ જીમ ધુપઘટી પ્રગટાવે, તિમ તિમ ભવનાં દુરિત દઝાવે ॥ દી૦ ॥ ૪ ॥ નીર અક્ષત કુસુમાંજલિ ચંદન, ધુપ દીપ ફલ નૈવેદ્ય વંદન ॥ દી૦॥૫॥ ઇણી પરે અષ્ટપ્રકારી કીજે, પૂજા સ્નાત્ર મહોત્સવ પભણીજે॥૬॥

## ॥ ઈતિ પંડીત શ્રી વીરવિજયજી કૃત સ્નાત્ર પૂજા સમાપ્ત ॥



## ॥ અથ શ્રી આત્મારામજી કૃત સ્નાત્રપૂજા. ॥

॥ દોહા ॥

॥ વામાસૂનુ પ્રણમીએ ॥ શ્રીશંખેશ્વર પાસ ॥ સ્નાત્ર રચુ જિણવર તણા ॥ જિમ તુટે ભવ પાસ ॥ ૧ ॥ અલંકાર વિકાર વિના ॥ વિધુવત્ કમનીય અંગ ॥ સહજ ઉપાધિમુક્ત વિભુ ॥ શોભે જીત અનંગ ॥ ૨ ॥ યહ પઢકે પ્રતિમાજીકે અલંકાર ઉતારને ॥

॥ દોહા ॥

॥ બિંબ ભલા જિનરાજકા ॥ મહિમા જાસ અપાર ॥ કુ-

સુમાભરણ ઉતારીએ ॥ ત્રિભુવન મોહનહાર ॥૩॥ યહ પઢકે નિર્માલ્ય અર્થાત્ પહિલે ચઢાયે હુયે ફુલાદિ ઉતારને ॥

॥ દોહા ॥

॥ બાલપણેમે સુરગિરૌ ॥ કનક કલશ ભરિ નીર ॥ કરી સ્નાત્ર સુરાધિપા ॥ પામ્યા ભવજલ તીર ॥ ૪ ॥ દિઠા જિન જિનરાજકોં ॥ ધન્ય જન્ય હૈ તાસ ॥ નયન સફલ પિણ તેહના ॥ સફલ ફલી મન આસ ॥ ૫ ॥ યહ પઢકર પ્રથમ સ્થાપેલ કલશોંકરકે પ્રતિમાજીકા સ્નાત્ર કરણા.

પીછે શુદ્ધ જલકેસાથ સ્નાન કરાકે, અંગલુહણા કરકે, ચંદનપુષ્પાદિકસેં પૂજા કરની.

પીછે ધોએ હુએ ધુપાદિકસેં પવિત્ર કરે હુએ કલશોંમે સ્નાત્ર કરને યોગ્ય સુગંધિ પચામૃત પાકે હારબંધ રખને, જિસકે ઊપર શુદ્ધ વસ્ત્ર ઢક દેના. પીછે સર્વ સ્નાત્રી હાથમેં કેશર, ચંદન, ધુપ, પુષ્પ, ચામર. આદિ લેકે હારબંધ ખડે રહે. એક સ્નાત્રી *કુસુમાંજલિ લેકે ભગવાનકે દાહિણે (જમણે) પાસે ખડા રહે. પછી નીચે મુજિબ ઉચ્ચારણ કરે. ॥

॥ નમોર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વ સાધુભ્યઃ ॥

॥ દોહા ॥

॥ અતિસય ચઉતીસ સંયુત ॥ વાણી ગુણપણ તીસ ॥ સો પરમેસર દેખ ભવિ ॥ ત્રિભુવન કેરો ઈસ. ॥ ૧ ॥

॥ કુસુમાંજલી ॥ ઢાલ ॥

॥ પાર્વતીકા પતિ જો કહીએ, જિનપતિ પુજે ફુલોસેં—યહ ચાલ.

॥ સર્વ સુરેંદ્ર પુજે જિમ તિમ ॥ કુસુમાંજલિ કરો ફુલોંસે

---

*ધોકે કોરે કરે હુએ સુગંધિત ફુલ અથવા તિનકે અભાવે ધોકે કોરે કરકે કેશર લગાએ હુએ અખંડિત અક્ષત. ( આખે ચાવલ. )

અંચલિ ॥ પવિત્ર ઉદક લેઈ અંગ પખાલી ॥ શુચી વસન[1] [2]તનુ ધારી રે ॥ આદિ જિનંદકે ચરણ કમલમે ॥ કુસુમાંજલિ મનોહારી રે કુ૦ ॥સર્વ૦॥૧॥ યહ પઢકર કુસુમાંજલિ ચઢાવની. કુસુમાંજલિકે સાથ તિલક, પુષ્પ, ધુપ, આદિ પુજાકા વિસ્તાર જાણના. સર્વ કુસુમાંજલિમેં ઐસેહિ સમઝના ॥ ઇતિ પ્રથમ કુસુમાંજલિઃ ॥ ૧ ॥

## ॥ નમોર્હત્૦—દોહા ॥

॥ જો નિજ ગુણ પર્યવ રમે ॥ જસ અનુભવ ઇકરંગ ॥ સહુ-જાનંદી શિવંકરૂ, અચલ સરૂપ અનંગ ॥ ૨ ॥

## ॥ કુસુમાંજલિ ॥ ઢાલ ॥

॥ રયણ સિંહાસન જિન થાપીજે ॥ આતમ ગુણ આનંદીરે ॥ ॥ શાંતિ જિનંદકે ચરણકમલમે, કુસુમાંજલિ સુખકંદીરે ॥ કુ૦ ॥ ॥ સર્વ૦ ॥૨॥ યહ પઢકર કુસુમાંજલિ ચઢાની. ॥ ઇતિ દ્વિતીયકુસુમાંજલિઃ॥૨॥

## ॥ નમોર્હત્૦—દોહા ॥

॥ નિર્મલ આતમરૂપ કરી, નિર્મલ ગુણ સોહંત ॥ નિર્મલ દીની દેશના, નિર્મલ ભવિજન સંત ॥ ૩ ॥

## ॥ કુસુમાંજલિ ॥ ઢાલ ॥

॥ અગર કપુર ધુપ કર વાસી, પુજો પુગ્ગલનિ રાસી રે ॥ નેમિ જિનંદકે ચરણકમલમે ॥ કુસુમાંજલિ સુખ રાસી રે ॥ કુ૦ ॥ ॥સર્વ૦ ॥૩॥ યહ પઢકર કુસુમાંજલિ ચઢાની ॥ ઇતિ તૃતીયકુસુમાંજલિઃ ॥૩॥

## ॥ નમોર્હત્૦—દોહા ॥

॥ જે સિદ્ધા જે સીઝસી, ભવિજન કર ભવ અંત ॥ જિનભક્તિ વિન કોઇ નહી, જય જય અમર અનંત ॥ ૪ ॥

---

૧ વસ્ત્ર. ૨ શરીર.

॥ કુસુમાંજલિ ॥ ઢાલ ॥

॥ આતમાનંદી નિજગુણ સંગી, જગત ઉદ્ધારણ હારા રે ॥ પાસ જિણંદકે ચરણકમલમે ॥ જલ થલ ફુલ ઉદારા રે ॥ કુ૦ ॥ ॥સર્વ૦॥૪॥ યહ પઢકર કુસુમાંજલિ ચઢાની ॥ ઇતિ ચતુર્થકુસુમાંજલિઃ ॥૪॥

॥ નમોર્હત્૦—દોહા ॥

॥ ત્રિભુવન દીપક ચરમ જિન, સર્વ સંઘ આધાર ॥ મુકિત [1]રમણી કારણ વિભુ, ભવ દુઃખ ભંજનહાર ॥ ૫ ॥

॥ કુસુમાંજલિ ॥ ઢાલ ॥

॥ જિનકે ગુણકા પાર ન પાઉં, જો મુઝ તારણ હારા રે ॥ વીર ત્રિલોકી હિતકર વંદુ, કુસુમાંજલિ અઘ ટારા રે ॥ કુ૦ ॥ ॥સર્વ૦॥૫॥યહ પઢકર કુસુમાંજલિ ચઢાની ॥ ઇતિ પંચમકુસુમાંજલિઃ ॥૫॥

॥ નમોર્હત્૦—દોહા ॥

॥ રૂષભદેવ આદિ કરી, વર્દ્ધમાન પરજંત ॥ વર્ત્તમાન ચઉવીસ જિન, કલિમલ સયલ નિહંત ॥ ૬ ॥

॥ કુસુમાંજલિ ॥ ઢાલ ॥

॥ જગતારક ચઉવીસ હિ જિનવર, ભવિજન કમલ દિનંદારે ॥ ચઉવીસ જિનંદકે ચરણકમલમે, કુસુમાંજલિ શિવકંદારે ॥કુ૦॥ ॥સર્વ૦॥૬॥ યહ પઢકર કુસુમાંજલિ ચઢાની ॥ ઇતિ ષષ્ઠકુસુમાંજલિઃ ॥૬॥

॥ નમોર્હત્૦—દોહા ॥

॥ ઉત્કૃષ્ટ પદે સયસત્તરિ, વિહરમાન લાભંત ॥ ચવણ સમય છગવીસ જિન, પુજો કલિમલ હંત ॥ ૭ ॥ ચાર ચાર મેરૂ સમંત, વિહરમાન જિન વીસ ॥ ભક્તિ ભાવેં પુજીએ, પુરે સંઘ જગીસ ॥૮॥

---

[1] શ્રી.

## ॥ કુસુમાંજલી ॥ ઢાલ ॥

॥ ભુત ભવિષ્ય અનંત ચઉવીસી, વર્ત્તમાન જિન ચંદારે ॥ આતમાનંદી સયલ જિનંદકી, કુસુમાંજલિ કરો નંદારે ॥કુ૦॥સર્વ૦॥ ॥૭॥ યહ પદકર કુસુમાંજલિ ચઢાની. ॥ ઇતિ સપ્તમ કુસુમાંજલિઃ ॥ ૭ ॥

## ॥ ઇતિ કુસુમાંજલયઃ * ॥

॥ પીછે સ્નાત્રી તીન ખમાસમણ પૂર્વક જગચિંતામણિ ચૈત્યવંદન સંપૂર્ણ જયવીયરાય પર્યંત કરે. પીછે મુખકોશ બંધકે હાથ શુદ્ધ કરકે ધુપાદિકસેં પવિત્ર કરકે તીન ખમાસમણ દેકે એક નવકાર ગિણકે એક સ્નાત્રી પંચામૃતકા કલશ અંગલૂહણેંસેં ઢકકે ઊપર ફુલમાલા ડાલકે હૃદયકે પાસ ધારણ કરકે ખડા રહે. ઔર સર્વ સ્નાત્રી ધુપ, ચામરાદિ લેકે ખડે રહે. પીછે મીંઠ સ્વરમેં નીચે મુજબ પઢેં. ॥

## ॥ ઢાલ દુસરી ॥

### ॥ દોહા ॥

॥ સકલ જિનંદ નમી કરી, કલ્યાણક વિધિ રંગ ॥ જો ભવિ ગાવે રંગસે, અટલ મહોદય ચંગ ॥ ૧ ॥

॥ કોયલ ટૌક રહી મધુવનમે, પાસ પ્રભુજી વસે મોરે દિલમેં ॥ કોયલ૦ ॥ યહ ચાલ ॥

॥ સુપન મહોચ્છવ કરો ભવિ રંગે ॥ મુક્તિરમણી સુખ લહો ચંગે ॥ સુપન મહોચ્છવ૦—અંચલિ ॥ સમકિત મહાવ્રત સંજય પાલી, વીસથાનક તપ વિધિ કરઆલી ॥ તીર્થંકર પદ બાંધિ ઉમંગે, ભવ તીજે શુભ દયા દિલ સંગે ॥ સુ૦ ॥ ૧ ॥ એક ભવાંતર

---

* પ્રથમ કુસુમાંજલિ વખત ભગવાનકે ચરણોંપર તિલક પુષ્પાદિ ચઢાને ૧, જાનુ ( ગોડે ) ૨, હાથ ૩, સ્કંધ ૪, મસ્તક ૫, હૃદય ૬, નાભિ ૭, ઇસ તરહેસે સપ્તમ કુસુમાંજલિ પૂર્ણ કરના.

જિન પદ સંગી, પંદર ક્ષેત્રમે નૃપકુલ ચંગી ॥ આર્ય દેશમે નૃપ પટરાણી અવતરે કુખમે જિન ત્રિહું નાણી ॥ સુ૦ ॥ ૨ ॥ સુખ સિજ્જામે માતા દેખે, ચઉદસ સુપન સુહંકર રેખે ॥ ગજવર વૃષભ સિંહવર કમલા, ફુલમાલા વિધુ સૂર્યહિ અમલા ॥ સુ૦ ॥ ૩ ॥ ધજા કળશ વલિ પદ્મસરોવર, રતનાગર પય અતિહી વિસાલા ॥ ભવન વિમાન રતનકી રાસી, અગ્નિશિખા અતિ ઝાકઝમાલા ॥ સુ૦ ॥ ૪ ॥ પતિકોં સુપન પ્રકાસેં પતિ કહે, તીર્થંકર સુત ત્રિભુવન નંદા ॥ હોસે સુણકર માતા હરખી, આતમરામ જિનંદ સુખ કંદા ॥ સુ૦ ॥ ૫ ॥

# ॥ ઢાલ તિસરી ॥

## ॥ દોહા ॥

॥ સુભ લગ્ને જિન જનમિયા, ત્રિભુવન ભયો પ્રકાસ ॥
નારકને સુખ ઊપનો, ભવીજન પુરે આસ ॥ ૧ ॥

॥ વારિ જાઉંરે કેસરિયા સામરા, ગુણગાઉંરે—યહ ચાલ ॥

॥ જન્મ મહોચ્છવ ગાવોરે, ભવ તાપ નિવારી ॥ જન્મ મહોચ્છવ૦—અંચલિ ॥ ઉરધ અધોદિસે અઠ અઠ આવે, સુંદર રૂપ કુમારીરે ॥ ભ૦ ॥ ૧ ॥ રૂચક ગિરિ ચઉ દિશિસે અઠ અઠ, ચાર વિદિસિ મધ્ય ચારી રે ॥ ભ૦ ॥ ૨ ॥ અષ્ટ સંવર્ત્તક વાત ગંધોદક, અઠ જલ ભરી લે ભૃંગારીરે ॥ ભ૦ ॥ ૩ ॥ દર્પ્પણ[1] અષ્ટ અષ્ટ લેઈ ચામર[2], પંખા[3] અષ્ટ લેઇ ભારીરે ભ૦॥૪॥ કદલી ઘર કર પુત્ર માતાયુત, સુચીકરણ કુંભ વારિ રે ॥ ભ૦ ॥ ૫ ॥ માતાકો કુસુમાલંકાર કરીને, રાખડી બાંધે સારી ॥ ભ૦ ॥ ૬ ॥ સયને થાપી ગિરિસમ આયુ, હોજો જિનજી તુમારી રે ॥ ભ૦ ॥ ૭ ॥ પુજી વાંદી નિજ ગેહ[4] પહુંતી, આતમ આનંદકારી રે ॥ભ૦॥૮॥

---

૧ ઇસ સમય આરીસા સામને ધરના. ૨. ઇસ સમય ચામર કરના. ૩. ઇસ સમય પંખા કરના. ૪ ગૃહ.

## ॥ ઢાલ ચઉથી ॥

### ॥ દોહા ॥

॥ જન્મ્યા જિન જનની ઘરે, કંપે આસન સાર ॥ દાહિણ[1] ઉત્તર નાયકે, જાન્યો યહ અધિકાર ॥ ઘંટાનાદ બજાયકે,[2] કરે સુઘોષણ સાર ॥ સુરગિરિ મિલિ સબ આવજો, જન્મ મહોચ્છવકાર ॥૨॥

### ॥ રાગ-ભૈરવી ॥

॥ લાગી લગન કહો કૈસે છુટે પ્રાણજીવન૦—યહ ચાલ. ॥

॥ સુરપતિ[3] સગરે જિનપતિ કેરા ॥ કરે મહોચ્છવ રંગેરે ॥ સુરપતિ સગરે૦-અંચલિ ॥ સબ સુરવર મિલિ સુરગિરિ આવે, સોહમપતિ ચિત ચંગેરે ॥ બહુ પરિવારે જન્મ નગરમે, જિન-પતિ નમત ઊમંગેરે ॥ સુ૦ ॥ ૧ ॥ રત્નકુખ ધારિણિ સુણ માતા, સોહમપતિ હું સુરંગેરે ॥ તુમ સુતકેરા ઓચ્છવ કરસું, ભય મતિ કરી મન ચંગેરે ॥ સુર૦ ॥ ૨ ॥ થાપી પ્રતિબિંબ જિનવર લેઇ, પંચ રૂપ કરી સંગેરે ॥ પાંડક વનમે સિલા સિંહાસને, જિનવર લેઇ ઊછંગેરે[4] ॥ સુર૦ ॥૩॥ શક્ર બિરાજે ત્રેસઠ સુરપતિ, સુર ગિરી મિલે મન રંગેરે ॥ અચ્યુતપતિ તિહાં હુકુમજ કીનો, હરખ ન માવે અંગેરે ॥ સુર૦ ॥ ૪ ॥ સામગ્રી સકલ મિલાવો સુરવર ખીરનિધિ[5] જલ ગંગેરે ॥ ઓચ્છવ કરે જો જિનપતિ કેરા, જન્મા-દિક દુખ ભંગેરે ॥ સુર૦ ॥ ૫ ॥ માગધ આદિ તીર્થ ઉદકવર, ઓષધિ મૃત્તિકા સુરંગેરે ॥ સૂત્રે ભાખી સર્વ સામગ્રી, મેલી અધિક ઉમંગેરે ॥ સુર૦ ॥ ૬॥ અડ જાતિના કલશ પ્રતેકે, અડ અડ સહસ સુચંગેરે ॥ સઉસઠ સહસ હી ઇક અભિષેકે ॥ અઢીસે[6]

---

૧ દક્ષિણ. ૨. ઇસ સમય ઘંટ ઘડીઆલાદિ બજાને. ૩. ઇંદ્ર. ૪ ગોદ ( ખોલે ). ૫ ક્ષીરસમુદ્ર. ૬ સર્વ મિલાકે ૧૬૦૦૦૦૦

ગુણા સંગેરે ॥ સુર૦ ॥ ૭ ॥ ઈસાન ઇંદ્ર લે ઓલે પ્રભુને, સો-હમપતિ મન રંગેરે ॥ વૃષભ રૂપ કરી શ્રૃંગે જલ ભરી, ન્હવણ કરેં પ્રભુ અંગેરે ॥ સુર૦ ॥ ૮ ॥ આતમ આનંદ જન્મ સફલ કર, ગાવે ગીત સુરંગારે ॥ ભવ સંતાપ નિવારણહારા, જિ-નપતિ મજ્જન ચંગારે ॥ સુર૦ ॥ ૯ ॥ ઇતિ ચતુર્થ ઢાલ ॥

પીછે પંચામૃતસેં ભરે હુએ કલશોંસેં સ્નાત્ર કરાવણા ઔર નીચે મૂજિબ પઢના. ॥

## ॥ ઢાલ પંચમી ॥

### ॥ રાગ–કમાચ ॥

॥ કલશ ઇંદ્રિ ભર ઢારે, જિનંદપર કલસ ઇંદ્રિ૦ અંચલિ ॥ હાથોહાથ હિ સુરનર લાવત, ખીર વિમલ જલધારે ॥ જિ૦ ॥૧॥ સુરવનિતા મિલ મંગલ ગાવે, આનંદ હરખ અપારે ॥ જિ૦ ॥ ॥ ૨ ॥ ગંધર્વ કિન્નર ગણ સબ કરતે ॥ ગીત નૃત સ્વર તારે ॥ જિ૦ ॥ ૩ ॥ દેવદુંદુભિ મનહર વાજે ॥ બોલે જયજયકારે ॥ ॥ જિ૦ ॥૪॥ આતમ આનંદ પદકે દાતા જગજીવન હિતકારે જિ૦ ॥૫॥ ઇતિ પંચમ ઢાલ ॥

સંપૂર્ણ પંચામૃતસેં સ્નાત્ર કરાણ બાદ સ્વચ્છ જલસેં સ્નાન કરાકે અંગ-લૂહણે કરકે ચંદન કેશર ધુપાદિકસેં પૂર્વસેં અધિકતર પૂજન કરના. પીછે સ્નાત્રી ધુપ ચામરાદિ કરે, ઓર નીચે મૂજિબ પઢે. ॥

## ॥ ઢાલ છઠ્ઠી ॥

### ॥ દોહા ॥

॥ પુષ્પાદિકસેં પુજકે, કરિ બહુ મંગલ માલ ॥ રચ સંગીત સુહાવના, સુઘર બજાવે તાલ ॥ ૧ ॥

## ॥ રાગ–કમાચ, તરાના ॥

॥ નાચત શક્ર શક્રી, હે રી માઇ નાચત શક્ર શક્રી ॥ છં છંછંછંછંનનનનન, નાચત શક્ર શક્રી, હેરી માઇ નાચત શક્ર શક્રી· અંચલિ ॥ ઓં-હીં ધૃતિ કીર્તિ બુદ્ધિ બહુ બની ઠની, ઇંદ્ર ઇંદ્રાણી કરે નાટક સંગીત ધુની ॥ જયજય જિન જગ તિમિર ભાનુ તું, ચરણ ઘુંઘરી છનનનનન ॥ મા૦ ॥ ૧ ॥ ધોંધોંધપમપ માદલ કરત ધુની,સુંદર રંગીલી ગોરી ગાવત જિનંદ ગુની ॥ ધન્ય કૃત પુન્ય હમ જન્મ સફલ અજ, મેટે ભવદુખ તુમ વરનનનનન ॥મા૦॥ ॥૨॥ ત્રૈં ત્રૈં ત્રિક ત્રિક વેણુ વીણા ત્રાંત્રિક, ભ્રમરી ફિરત ગાવે ગીત માનુ મધુપિક ॥ ચાર ગતિ ભ્રમણ મિટાવે ભવિજનકોં, તેરે વિન નહી કોઇ સરનનનનન ॥ મા૦ ॥ ૩ ॥ કરકે સંગીત સુદ્ધ કરમસેં કરી જુદ્ધ, માતા કર સોંપ બુધ વચન ઉચ્ચારે સુદ્ધ ॥ સુત તુમ, સ્વામી હમ, જતનસેં રાખજો, જનમ મરણ દુખ હરન નનનન ॥ મા૦ ॥૪॥ બત્તી કોડી કનક વસન મણિ માણકું, વૃષ્ટિ કરે પુન્ય ભરે રિદ્ધિ સિદ્ધિ દાણકું ॥ આતમ આનંદ ભરી દીપ નંદીસરે જાઇ, કરકે અઠાઇ ગએ સદનનનનન ॥ મા૦ ॥ ૫ ॥

# ॥ અથ કલશ ॥

## ॥ રાગ ઠુમરી ॥

॥ ગિરનારીકી પહારી પર કૈસે ગુજરી–યહ ચાલ ॥

॥ જિન જન્મ મહોચ્છવ જયકારી, જયકારી રે દેવા જયકારી ॥ જિ૦–અંચલિ ॥ દીક્ષા કેવલ જ્ઞાન કલ્યાણક,નિત નિત ઉચ્છવ ચિત્ત ધારી ॥ જિ૦ ॥૧॥ જંબુદ્દીપ પન્નતીએ ભાષી, જન્મ મહોચ્છ-વ વિધિ સારી ॥ જિ૦ ॥ ૨ ॥ તે અનુસાર સંખેપ રૂપસેં, જિન ગુણ ગાયા કુમત છારી ॥ જિ૦ ॥૩॥ તપગચ્છ ગગનમેં દિનમણિ સૂરિસા, વિજયસિંહ પ્રભુ ગણધારી ॥ જિ૦ ॥ ૪ ॥ સત્ય કપુર

ક્ષમા જિન ઉત્તમ, પદ્મ રૂપ કીર્ત્તિ ભારી ।। જિ૦ ।। ૫ ।। શ્રી-કસ્તુર મણિ બુદ્ધિ વિજયા, આત્મ રૂપ આનંદ ચારી ।। જિ૦ ।। ।। ૬ ।। ખંસર અંક ઈંદુ ( ૧૯૫૦ ) સુભ વર્ષે, ઝંડિઆલે માસ શ્રેડે ચારી ।। જિ૦ ।। ૭ ।। સંઘકે આગ્રહસેં કરી રચના, જિ-ન કલ્યાણક અઘ ટારી ।। જિ૦ ।। ૮ ।। ઇતિ કલશઃ ।।

।। પછે આરતી, મંગલદીપક, ઔર લૂણ ઉતારના, સો વિધિ લિખતે હે. પ્રભુકે આગે પડદા કરકેં પ્રભુકે સન્મુખ બેઠકે આરતિ કરનેવાલેકે નવ અંગમે કુંકુમ ( રોલે ) કે અગર કેશરકે તિલક કરને. પીછે એક થાલમેં આ-રતિ, ઔર સજ્ઝ (જીમણે) પાસે મંગલદીપક સ્વસ્તિ કરકે રખના. જીસમેં આરતિમેં થોડા ઘૃત પાવણા, ઔર મંગલદીપક પૂર્ણ ભરના. ઓર પીછે એક રકેબીમેં લૂણ ઓર પાણી લેકે આરતિકીતરેં ઉતારના ઓર નીચે મૂજીબ પઢના.

## ।। અથ લૂણ પાણી ઉતારણ ઢાલ ।।

### ।। મન મોહ્યા જંગલકી હરણીને—યહ ચાલ ।।

।। ભવિ નંદો જિનંદ મત કરણીને ।। અંચલિ ।। જિનવર અંગે લુણ ઉતારી, પાપ પંક સબ હરણીને ।। ભ૦ ।। ૧ ।। વિમલ ઉદક ત્રિણ ધાર કરોને,લુણ અગ્નિપર ધરણીને ।। ભ૦।।૨।।તડતડ કરી જિમ લુણજ ફુટે, તિમ તુમ પાપ વિદરણીને ભ૦।।૩।। ( યહ પઢકર લુણકો અગ્નિશરણ કરના.પીછે થાલીમેં અગર રકેબીમેં લુણ ઔર પાણી લેકે આરતિકી તરેંહિ ઉતારના, ઔર નીચે મૂજિબ પઢના.) નયન કચોલે દયા-રસ ભીને, ગયો લુણ જલ સરણીને ।। ભ૦।।૪।। જો જિન ઊપર કરે મન મેલી, લુણ જેમ જાય ગરણીને ।। ભ૦ ।। ૫ ।। અગર કુંદરૂ ધુપ સુગંધી, કરે ભવસાગર તરણીને ।। ભ૦ ।।૬।। આતમા-નુભવ રસમેં ભીનો, આનંદ મંગલ ભરણીને ।। ભ૦ ।।૭।। ઇતિ લુણ પાણી ઉતારણ ઢાલ ।।

।। યહ પઢકર લૂણકોં જલશરણ કરના. પીછે થાલમેં રખે હુએ આ-

રતી મંગલદીપકકી કેશર, ફૂલ ચાવલસેં, પૂજા કરની ઊપર કુંકુમકે છિટે ડાલને. પીછે મંગલદીપક ઝાલના. ઉસ મંગલદીપકસેં આરતિ સિલગાવની. પીછે મંગલાીપક નીચે ચોકી (બાજોઠ) ઊપર રખકે આરતિ ઉતારની, સો પાઠ લિખતે હૈ. ॥

# ॥ અથ આરતી ॥

## ॥ ચાલ–ડાગરીયાંકી ॥

॥ કરૂં જીન આરતિયાં સુરંગસેં, કરૂં જીન આરતિયાં ॥ સકલ મનોરથ સફલ હુએ મમ, કરૂં જિન આરતિયાં ॥ અંચલિ ॥ રતન કનક મય થાલ હિલ્યાવો, કર સુભ [1]ભારતિયાં ॥ સુરંગસેં કર૦ ॥ આરતિ ઉતારો જીનવર આગે, અઘ સબ [2]છારતિયાં ॥ અઘ૦ સુ૦ સ૦ ॥ ૧ ॥ સાત ચૌદ એકવીસ વાર કરી, કરમ [3]વિદારતિયાં ॥ સુરંગ૦ કરમ૦ ॥ ત્રિણ ત્રિણ વાર પ્રદક્ષિણા કરીને,.જનમ [4]કૃતારતિયાં ॥ જનમ૦ સુ૦ સ૦ ॥ ૨ ॥ જીમ જીમ જલધારા દેઈ, જંપે કંપે [5]મારતિયાં ॥ સુરંગ૦, કંપેoાબહુ ભવ સંચિત પાપ [6]પણાસે, ભવ વન [7]જારતિયાં ॥ ભવ૦ સુરં૦ સ૦ ॥ ॥ ૩ ॥ દ્રવ્ય પુજાસેં ભાવ સુહંકર, આતમ તારતિયાં ॥ સુરંગ૦ આતમ૦ ॥ જીનવર સમ નહી તીન ભવનમેં, ઈમ કહે આરતિયાં ॥ ઈમ૦ સુ૦ સ૦ ॥ ૪ ॥ ઇતિ આરતી ॥

॥ પીછે મંગલદીપક ઉતારના. સો લિખતે હૈ. ॥

# ॥ અથ મંગલદીપક ॥

## ॥ રાગ–જોગ ॥

॥ મંગલદીપક સારા રે, મન મોહનગારા ॥ મંગલ૦ ॥ અં-

---

[1] બુદ્ધિ. ૨ છાર દીએ અર્થાત્ દૂર કર દીએ. ૩ ફાડ દીએ. ૪ કૃતાર્થ. ૫ કામદેવ. ૬ ભગ જાવે. ૭ જાલ દીયા.

ચલિ ॥ ભુવન પ્રકાસક જીન ચિર નંદો, અષ્ટાદશ દોષ જારા રે ॥ મન૦ ॥ ૧ ॥ ચંદ સુર તુમ મુખના લુંછણ, ફિરતા કરે નિત્ય વારા રે ॥ મન૦ ॥ ૨ ॥ ઇંદ્રાણી મંગલદીપક કર, ભ્રમરી દીયે રંગ ભારા રે ॥ મન૦ ॥ ૩ ॥ જીમ જીમ ધુપઘટી અતિ દહકે, તિમ તિમ પાપ જારા રે ॥ મન૦ ॥ ૪ ॥ ઉદકાક્ષત કુસુમાંજલિ ચંદન, ધુપ દીપ ફલ સારા રે ॥ મન૦ ॥ ૫ ॥ નૈવેદ્ય વંદન જીનવર આગે, કરો નિજ આતમ પ્યારા રે ॥ મન૦ ॥ ૬ ॥ ઇતિ મંગલદીપક ॥

॥ પીછે સંક્ષેપસેં અષ્ટ પ્રકારી પૂજા કરની, યદિ ન હોવે તો શેષ ફલ, ફુલ, નૈવેદ્ય, જો હોવે સો ચઢા દેણા. પીછે ગીત ગુણ ગાને જયજય શબ્દ ઉચ્ચારને, દેવદ્રવ્યકિ વૃદ્ધિ કરની, યથાશક્તિ દાન દેણા.

॥ શ્રીમદ્વિજયાનંદ સૂરીશ્વરજી ( આત્મારામજી ) મહારાજજી કૃત સ્નાત્રપૂજા સમાપ્ત ॥



## ॥ અથ શ્રી સકલચંદ્રજી ઊપાધ્યાય કૃત ॥

# ॥ સત્તરભેદી પુજા પ્રારંભ: ॥

### ॥ દુહા ॥

અરિહંત મુખકજ વાસિની, ભગવતિ ભારતિ દેવ ॥ સમરી પુજા વિધિ ભણું, તુ મુઝ મુખકજ સેવ ॥ ૧ ॥

### ॥ ગાહા ॥

ન્હવણ વિલેવણ અંગંમિ, ચરકુજ અલંચ વાસપુઆએ ॥ પુપ્ફારોહણમાલા, તહય ચન્નયારોહણં ॥ ૧ ॥ ચુન્નારોહણં જીણ

પુંગવાણું, આભરણ રોહણું ચેવ ॥ પુપ્ફગિહ પુપ્ફપગરો, આરતીય મંગલપદ્મવો ॥ ૨ ॥ દીવો ધુવખેવો, નૈવેજ્જં સુહફલાણુ ઢોણયં ॥ ગીયં નટ્ટં વજ્જં, પુયા ભેયા ઇમે સતર ॥ ૩ ॥

॥ વસ્તુછંદ ॥

રયણકંચન, રયણકંચન કલસભિંગાર, ખીરોદધિ વર જલ ભરિય અઠસહસ્સ ચઉસટ્ઠુ અનુપમ ॥ ગંગા સિંધુ મહા નદી ॥ તીર્થ કુંડ દ્રહ અમિયરસ સમ, ભદ્રસાલ નંદન સુમનસ પંડક વાપીવારિ ॥ જમ્મ સનાથ અમર કરે ચઉવિહ સુર પરિવાર ॥ ૧ ॥

## ॥ અથ પ્રથમ ન્હવણ પુજા ॥

### ॥ ઢાલ રત્નમાલાની ॥

પ્રથમ પુરવ દિશે, કૃત શુચિ સ્નાનકો, દંત મુખ શુદ્ધિ કો ધૌત રાજી ॥ કનક મણિ મંડિતો વિસુદ્ધ ગંધોદકેં, ભરિય મણિ કનકની કલસ રાજી ॥ ૧ ॥ જીનપ ભવનં ગતો, ભગવદા લોકનેં નમતિ તં પ્રથમતો માર્જ્જતીસં ॥ દિવિયથેંદ્રાદિકા તિર્થ ગંધોદકેં, સ્નપયતિ શ્રાવકો તિંમ જીનેસં ॥ ૨ ॥

### ॥ અથ ગીત ॥ રાગ અડાણો મલ્હાર ॥

ભવિ તુહ્મે દેખો, સત્તર ભેદ જીન ભગતિ, અંગ ઉપાંગ કહી જીન ગણધરે કુગતિ હરે દિએ સુગતિ ॥૧॥ભવિ૦ ॥ સુચિ તનુ ધોતી ધરી ગંધોદકેં, ભરિય મણિ કનકની કલસાલી ॥ જીન દીઠં નમી પુજી પખાલી, દિએ નિજ પાતિક ગાલી ॥ ૨ ॥ ભ૦ ॥ સમકિત શુદ્ધ કરી દુખ હરણી, વિરતા વિરતી કરણી ॥ જોગીસર પણ યાને સમરી, ભવ સમુદ્રકી તરણી ॥ ૩ ॥ભ૦ ॥ દેખાવતિ નહી કબહી વેતરણી, કુમતિકુ રવિ ભરણી ॥ સકલ મુનીસરકું સુભ લહરી, શિવમંદિર નીસરણી ॥ ૪ ॥ ભ૦ ॥ ઇતિ ॥ ૧ ॥

# ॥ અથ બીજી વિલેપન પુજા ॥

## ॥ વસ્તુછંદ ॥

વિમલચંદન વિમલચંદન ઘસિય ઘનસાર, કેસર સારસું મેલવિઅ ઠરિય રત્નકંચન કચોલિય ॥ અંગ વિલેપન વિધિ કરિય, દિવ્ય ગંધરસ માંહિ મેલીય. પુજા દ્વિતિય પ્રમોદભર, નિરખે નયણ અડોલ, જીન મુરતિ આલોકતાં, મુઝ મન હરષ કલોલ ॥ ૧ ॥

## ॥ અથ પુજા ઢાલ ॥ રાગ રામગીરી જયમાલની ॥

બાવના ચંદન સરસ ગોસિસમાં, ઘસિય ઘનસારસૂં કુંકુંમાએ ॥ કનક મણી ભાજનં સુરભિરસ પુરીયં, તિલક નવ કરો પ્રભુ અંગમાં એ ॥૧॥ ચરણ જાનુ કરે અંસ સિર ભાલ થલે, કંઠ હૃદય ઉદર જીન દિજીયેએ ॥ દેવના દેવનુ ગાત્ર વિલેપતાં, હરો પ્રભુ દુરીત કલિજીયે એ ॥

## ॥ અથ ગીત ॥ રાગ તોડી ॥

તિલક કરો પ્રભુ નવ અંગે, કુંકુંમ ચંદન ઘસિં સુચિ ઘનસાર ॥ પ્રભુ પગિં જાનુ કર અંસ સિર ભાલ ગલિં, કંઠ હૃદિં ઉદરિં ચ્યાર સ્વયં પુજા કાર ॥ ૧ ॥ તિ૦ ॥ કરિ યક્ષ કર્દમ અગરચુયો મર્દન, લેપો મેરે જગગુરૂ ગાત્ર ॥ હરિ જીમ મેરુપરિં રુષભકી પુજા કરિં, દેખાવત કૌતિગ ઔર ઔર ભાંતિ ॥ ૨ ॥ તિ૦ ॥ હમ તુહ્મ તનુ લિપો તોભિ ભાવ નાંહી ચ્છિપ્પો, દેખો પ્રભુ વિલેપનકી બાત ॥ હરો હમ તાપ એ દુજી પુજા વિલેપનકી, ઔર હરિં દુરિતકું સુચી કિનો ગાત ॥ ૩ ॥ ઇતિ ॥ ૨ ॥

# ॥ અથ શ્રી ચખ્ખુયુગલની ત્રીજી પુજા ॥

## ॥ વસ્તુછંદ ॥

દેવનિર્મિત દે નિર્મિત વિમલ દોઇ વસ્ત્ર, અતિ ઉજ્વલ ઉદ્યોતમય ॥ સુગુણ ગંધ વાસીય પરિકર, અખિલ અખંડ અમુલ્યતર ॥ ચંદ્ર કિરણ સમ વિમલ સિતલ, પહિરામણિય પવિત્ર ચઢે પુજા તૃતિય જીણંદ ॥ પેખીય પરમાનંદસૂ, અનુમોદે સવિ ઇંદ ॥ ૧ ॥

## ॥ પુજા ઢાલ ॥ રાગ રામગીરી ॥

તિમિર સંકોચનાં રયણનાં લોચનાં, ઇમ કહી જીન મુખે ભવિક થાપો ॥ કેવલજ્ઞાનનેં કેવલદરસન, લોચન દોઇ અમ દેવ આપો ॥ ॥ ૧ ॥ અહવા પાઠાંતરેં ત્રીજીય પુજામાં, ભુવન વિરોચન જીનપ આગેં ॥ દેવ ચીવર સમ વસ્ત્ર યુગ પુજતાં, સકલ સુખ સ્વામિની લીલ માગેં ॥ ૨ ॥

## ॥ અથ પુજા ગીતં રાગ અધરસ ॥

રયણ નયન કરિ દોઇ માંણીક લીજીયેએ, ચક્ષુવર દોઇ મેરે પ્રભુમુખ દીજીયેએ ॥ કેવલજ્ઞાનનેં કેવલદરિસન, હમ પરિ કૃપા કરિં પ્રભુ દીજે ॥ યા હમ પર પ્રસાદ કીજે ॥ ૨ ॥ દેવદુસ વસ્ત્રસમ વસ્ત્રજોડી લેકે, એહવી ત્રીજી પુજા કીજેં ઉપસમ રસ ભરી ॥ નયણ કચોલડે દેખિ પ્રભુ મુખ રસ પીજે ॥ ૨ ॥ ઇતિ ॥ ૩ ॥

# ॥ અથ શ્રી સુગંધવાસની ચોથી પુજા ॥

## ॥ વસ્તુછંદ ॥

ગંધસુરભીત ગંધસુરભીત અગર કપુર, આમોદિત આકાસ તલ, કીરણબહુલ નિર્જણિય સસીકર ॥ અતિ ઉજ્વલ તનું જીનતણું કરીઅ

સાર સંજાત સમકર ॥ ચરણકમલ અરિહંત તણેં, પુજા સકલ સુગંધ ॥ ચોથી ચિંતામણિ સમી ફેડે બહુ ભવ બંધ ॥ ૧ ॥

## ॥ અથ પુજા ઢાલ ॥ રાગ રામગીરી ॥

નંદન વન તણા બાવનાચંદના, વાસ વિધિ ચુરણ વિરચિઆએ ॥ જાતિ મંદારસ્ સુદ્ધ ઘનસારસૂં, સુરભિવર કુસુમસું ચરચીયાએ ॥ ચોથિય પુજમાં સુગંધવાસેં કરી, જીમ જીન સૂરપતિ અરચિઆએ ॥ પ્રભુ તણે અંગ મન રંગ ભરિ પુજતાં, આજ ઉચ્ચાટ સવિ ખરચિઆએ ॥ ૧ ॥

## ॥ અથ પુજા ગીત ॥ રાગ રામગીરી ॥

સુણ જીનરાજ હે જીનરાજ તવ મહનં, ઇંદ્રાદિક પરિ કિમ હમ હોવત તઓભી તુમ સબ સહનં ॥૧॥સુ૦ ॥ સત્તર ભેદ એ દ્રુપદ રાયકી, કુમરી પુજતી અંગ ॥ જીમ સુરિઆભ સુરાદિક પ્રભુને, પુજત ભવિ મનરંગે ॥ ૨ ॥ સુ૦ ॥ વિવિધ સુગંધિત ચુરણવાસ, મુંચતી અંગ ઉવંગે ॥ ચોથીય પુજ કરત મન જાંનત, મિલાવત્નિયા સુખસંગે ॥ ૩ ॥ સુ૦ ॥ ઇતિ ॥ ૪ ॥

# અથ પંચવરણછુટાંફુલની પાંચમી પુજા ॥

## ॥ વસ્તુછંદ ॥

કમલપરિમલ કમલપરિમલ કુંદમંદાર, પારિજાતિજાતિ સુમન સહસ પત્ર સતપત્રસુંદર ॥ કોરંટકેતકીસુદલવોલવેલિ ગુલાબ ચંપક જલથલ જાતી સુવર્ણતર મોગર મુકુલિત ફુલ પંચમીપુજા પરિકરિ ય પામુંસુહ સુરતુલ્ય પામુંસુહ સુરતુલ્ય ॥ ૧ ॥

## ॥ અથ પુજા ઢાલ રાગ આસાઉરી ॥

મોગર લાલ ગુલાબ માલતી, ચંપક કેતકી વેલી, કુંદપ્રિયંગુ નાગ વરજાતી, વોલસિરી સુચિ મેલી ॥૧॥ મોઠા ભુમંડલ જલ

મોકલે ફુલે, તેપણ શુદ્ધ અખંડ ॥ જીનપદપંકજ જીઉં હરિ પુજે તિણિ પરિં તું ભવિ મંડ ॥ ૨ ॥ મોગર લાલ૦ ॥

॥ અથ ગીતં, નૃત્યકી રાગ આસાઉરી નટ્ટસિરી ॥

પારગ તેરે પદ પંકજપર, વિવિધ કુસુમ સોહે, ઓર દેવનકું આક ધતુરે, તુહ્મ સમો નવિ કોહેં ॥ ૧ ॥ પા૦ ॥ વિવિધ કુસુમ જાતિસું જબ, પંચમી પુજા પુજે, તબ ભવિજનકે રોગ સોગ, સવિ ઉપદ્રવ ધ્રુજે ॥ ૨ ॥ પારગ૦ ॥

# ॥ અથ પંચવરણફુલમાલાની પુજા છઠ્ઠી ॥

## ॥ વસ્તુછંદ ॥

વિવિધ ગુંથીત વિવિધ ગુંથીત હારસુવિચાર, ચારૂ ચતુર નરસારસધર ॥ વિમલજાતિ સુંવિભાંતિ સુમનસ, માલાપરિમલ બહુમિલિત, ભ્રંમર વૃંદઝંકારરવરસ ॥ ટોડર સાર સુદાંમ કરિ, છઠ્ઠી પૂજા જાંમ ॥ નયણઅમિય રસપુરિઅં, ક્ષિણક્ષિણ કરિય પ્રણામ. ૧

## ॥ અથ પુજા ઢાલ ॥ રાગ દેશાખ ॥

ચંપગાસોગ પુન્નાગવર મોગરો, કેતકી માલતી મહમહંતી, નાગપ્રિયંગુ શુચિ કમલસ્ત્ર બોલસિરી, વેલિ વાસંતિ એ દમન જાતી ॥૧॥ કુંદ મચકુંદ નવમાલિકા વાલકો, પાડલાં કોલ સુચિ કુસુમ ગુંથી ॥ સુરભીવર દામજીનકંઠે બેઠિવદ, ભમરિમુખિ હો તુહ્મ મુખી અમુથી ॥ ૨ ॥

## ॥ અથ પુજા ગીત ॥ રાગ સબાબ ॥

કંઠ પીઠે દામ દીઠે, પ્રભુ મેરે પાપ નીઠે ॥ જીઉં સસી દેખત જાએ તનુ તાપ, પંચ વરણ સબ કુસુમકિ માલ ઠવે,ગગન સોહેં તિસ્યો સુરપતિ ચાપ ॥૧॥ કં૦ ॥ લાલ ચંપક ગુલાલવેલી, જાઈમોગર

દમન એલી ॥ ગુંથી વિવિધ કુસુમકી જાતી, છહિરે માલચહેં દિસિ વાસતી ॥ તવ સુરવધુ પરિં નરવધુ ગાતી ॥૨॥ કં૦ ॥ ઇતિ ૬

## ॥ અથ વરણપુજા સાતમી ॥

॥ વસ્તુછંદ ॥

કુસુમવર્ણક કુસુમવર્ણક પિતસિતનીલ, મઘવરણ ડામ્રરસ મય જપી જાતિ દલફુલ મરૂચક ॥ વિવિધભાંતિ શ્રેણિય સભર, વર્ણપુજા સાતમીય મનહર ॥ રચના રંગભરિ કરીય, પુજા પ્રભુ વિતરાગ, કુમત કુટ ચુરણ કરિય, પ્રગટયો શિવપુર માગ ॥ ૧ ॥

॥ અથ પુજા ઢાલ ॥ રાગ ગોડીસિંધુઓ ॥

સાતમી પુજામાં વરણક ફુલસું ભવિ કરેએ, જીનનેં ભવિ કરેંએ, ચંપક દંમણલો મરૂઓ જાસુલસું ચિત ધરોએ, આંગીય કેતકી વિચ વિચ સોભતિ દેખિયેએ, આંગી અમીસ શિવનારીને દાગલ લેખિરેએ ॥ ૧ ॥

॥અથ પુજા ગીતં ॥ રાગ માલવી ગોડી ॥

કુસુમજાતિ આંગી મન ખંતિ, પંચ વરણની જાતિરે, માંહિ વિવિધ કથીયા ભાતિરે ॥ સુરયાભાદિ કરત જીમ પુજા ॥ સકલ સુરાસુર ગાતેંરે ॥૧॥ કુ૦ ॥ ચંપકસું દમણો મનરમણો, સંઝરાગસું સામારે ॥ પંચવરણ આંગી જીન અંગેં, વિરચતિ જીમ સૂરસામારેં ॥ તિહાં રિપભકુટ ચક્રિ નામારે ॥૨॥ કુ૦ ॥ ઇતિ ॥૭॥

## ॥ અથ શ્રી બરાસ પુજા આઠમી ॥

॥ વસ્તુછંદ ॥

ચારૂચુરણ ચારૂચુરણ સુરભી ઉદાર, બાવનાચંદન ઘનઘસીય માંહિ ॥ વીમલ કપુર મેલીય, કુંકુમ નવરસ રંગ ॥ ભરિ વિપુલબાસ

ઉલ્લાસ કેલીયે,અષ્ટમી પુજા અતુલ પરિં વિરચિય દેવ જીણુંદ ॥ અ-શુભ કર્મ ઉડી ગયાં, પામો પરમાણુંદ પામો પરમાણુંદ ॥૧॥

॥ અથ પુજા ઢાલ ॥ રાગ કેદારો તથા કામોદ કલ્યાણ ॥

ઘનસારાદિક ચુરણું, મનોહર પાવન ગંધ, જીનપતિ અંગસુ પુ-જતાં જીનપદ કરે ભવિ બંધ ॥૧॥ અગરચુઓ અતિ મરદિયો,હિ-મવાલુકા સમેત, દસદિસિં ગંધે વાસતો, પુજો જીન પદ હેત ॥૨॥

॥ અથ પુજા ગીતં ॥ રાગ કનડો ॥

ચુરેરેમાઈ પુરેરેભાઈ, જીનવર અંગે સાર કપુર ॥ સમ સુખ પુરણ ચુરણ ગરચિત, તનુ ભરિ આનંદ પુરો ॥ ચુ૦॥૧॥ પાવન-ગંધિત ચુરણ ભરસૂં, મુચંતે અંગ ઉવંગેં ॥ અષ્ટમિ પુજા કરત તિમ ભવિજન, મિલાવર્તિઆં સુખ સંગ ॥ ૨ ॥ ચુ૦ ॥ ઇતિ ॥૮॥

## ॥ અથ શ્રી ધ્વજ પુજા નવમી ॥

॥ વસ્તુછંદ ॥

સહસજોજન સહસજોજન ધ્વજા ધરિ દંડ, બહુલ પતાકા પરિ-કલિત ॥ વર્ણરૂપ રસરંગ અતિ ઘંન, ઘંટાનાદસૂં ઘુઘરિ ॥ પવન પુરિ વાજંતિ શુભ સ્વરિ ॥ નયન કજ્જપેખિ સુણિય, ધજાતણું મં-ડાણ ॥ નવમી પુજા નિર્મલિ, સોહિં ત્રિભુવન ભાંણ ॥ ૧ ॥

॥ અથ પુજા ઢાલ ॥ રાગ ગોડી ॥

દેવનિર્મિત દેવનિર્મિત ગગન અતિ તુંગ, ધર્મ ધ્વજા જન મન-હરણ ॥ કનકદંડ ગત સહસ જોયણ, રણઝણંતિ કિંકિણી નિકર ॥ લઘુપતાક યુત નયણ ભુષણ, જીમ જીન આગલિ સુરવહિં ॥ તિમ-નિજધન અનુસાર, નવમી પુજા ધ્વજ કરી ॥ કહે પ્રભુ તુમ્હ હમ તાર, ॥ ૧ ॥

॥ અથ પુજા ગીતં ॥ રાગ ગોડી નટ્ટ તથા રામગ્રી ॥

આઇ સહસ જોયણ દંડ ઊંચો, જીનકો ધ્વજ રાજે ॥ લઘુ પતાકા કિંકિણી પવન પ્રેરિત વાજે ॥ ૧ ॥ આ૦ ॥ સુરનર મન મોહન સોભિત, જીઉં સુરે ધ્વજ કીનો ॥ તિંમ ભવિ ધજપુજા કરિતા, નરભવે ફલ લીનો ॥ ૨ ॥ આ૦ ॥ ઇતિ ॥ ૯ ॥

## ॥ અથ આભરણ પુજા દશમી ॥

॥ વસ્તુછંદ ॥

જડિતકંચન જડિતકંચન લલીત લખ મુલ, હીરા પાચ પ્રધાન તર ॥ હંસગર્ભ સોગંધમાચક પદ્મરાગ શોભાગ કર ॥ રયણરાસિ કલ્યાણકારક, મુગતાફલ મંડિત મુકુટ કુંડલ હાર વિચિત્ર ॥ દશમી પુજા દીપતી સોહેં સાચ પવિત્ર ॥ ૧ ॥

॥ અથ પુજા ઢાલ ॥ રાગ ગોડી ॥

લાલવર હીરડા પાચ પીરોજડા, વિધિં જડાએ (૨) મોતિય નીલુઆ લસણિઆ ભુપણે જીહાં જડાએ, કાને રવિ મંડલ સમ જુગકુંડલ દીજીયેએ ॥ અંગદ રયણનો મુગટ કંઠાવલી કીજીયેએ ॥ ૧ ॥

॥ અથ પુજા ગીતં ॥ રાગ માલવી ॥

મુગટ દિયો કનકેં ઘડયો, વિવિધ રયણજડયો જીનસીસ ચઢયો ॥ દરવર હાર રચિત વરભુષણ દુપણ હરો જગદીસ ॥ ૧ ॥ મુ૦ ॥ લાલડિં ખરિહીરે પાંચ મોતી,રયણે જડયો દોઈ કુંડલ સાર ॥ અંગદજડિત સિંહાસન ચાંમર દિઓ પદ લિઆરે આખંડલ ॥૨॥૧૦

## ॥ અથ ફુલગરની પુજા અગ્યારમી ॥

॥ વસ્તુછંદ. ॥

પુષ્કર સરોવર પુષ્કર સરોવર સકલદિસિ ભાગ, મહ્ર મનોહર

સદલ તર બંધભાતિ સંધ્રાણ સમતર, સકલ વર્ણ કંદલ લતા, ગુચ્છ ગુલ્મ ચિત્રાંમ સુંદર, નાથ નિરંજન પાખતીય પુષ્પ તણો ઘર રમ્ય ॥ પેખી પુજા અગ્યારમી, સફલ હુઓ મુજ જન્મ ॥ ૧ ॥

॥ અથ પુજા ઢાલ ॥ રાગ કેદારો ॥

વિવિધ કુસુમે ખચ્યું, વિશ્વકર્મા રચ્યું ॥ કુસમગેહું રૂચિર સમ ભાગસું, સુર વિમાનેંજીસુ ॥ રાણુ રેહુ ॥૧॥ તોરણ જાલસું કુસુમનીભ માલસું ॥ સોભતુએ ગુંથિ ચંદ્રોદય, ઝુંબકા વૃંદનેં ॥ સોભતુંએ ॥ ૨ ॥

॥ અથ પુજા ગીતં ॥ રાગ કેદારો બિહાગ ॥

મેરો મન રગ્યો જીનવર કુસુમઘરે હાંરે કુસુમ ઘરે મેરો૦ ॥ વિવિધ જગતવર કુસુમકી જાતી ભાતિ, જેસેં અમર ઘરે ॥ ૧ ॥ મે૦ ॥ કુસુમ ઝુંબક ચંદ્રોદય તોરણ,જાલિક મંડપ ઓર ભાગે ॥ એકાદશામી પુજા કરતાં, અવિચલ પદ ભવિ માગે ॥ ૨ ॥ મે૦ ॥ ॥ ઇતિ ॥ ૧૧ ॥

## ॥ અથપુલનોમેહ વરસાવવાની પુજા બારમી ॥

॥ વસ્તુછંદ. ॥

ફુલપરિકર ફુલપરિકર હરિ પ્રભુ પાય, પંચવરણ દલ પુફ્ફમય પુન્યરેડ પ્રાસાદ સંઠિઅ, મહિઅલ મંડિત અતિ વિમલ રણઝણંતિ દિસિ વિદિસિ છપ્પય, દ્વાદસમી પુજા કારીય, ફુલ પગર ઊદાર ॥ સમરસ ઉજજલ અવતરિઓ, દીસેં પરતક્ષ સાર ॥ ૧ ॥

॥ અથ પુજા ઢાલ ॥ રાગ મલ્હાર ॥

પંચ વર વરણનો વિબુધ, જીમ કુસુમનો મેઘ વરસે ॥ ભમર ભમરી તણા, જુગલ રસિયા પરિ ત્રિજગ હરખેં ॥ ૧ ॥ પગર

जिम फुलनो, पंच वरणें करी सुकृत तरसें, बारमी पुजमां हर-खति, जिम मिलें कनक पुरसें ॥ २ ॥

॥ अथ पुजा गीतं ॥ राग मेघ मल्हार ॥

मेउला जिउ मिली वरसें, करि करि फुलपगर हरिसें ॥ मे-उला० ॥ पंचवरण जांनु मान ततताथेइ, समवसरण जिमसुरभमि-लि, तेंम करि श्रावक लोक, द्वादशमी प्रभु पुजा करतां, जन मन मुद फरसें ॥ १ ॥ भमरपें कहावति जडतें, जांणु अधोबल पडतें, ताकुं अधोगति नाहि, ततताथेई, जो हमु प्रभु आगलिं पडें,हमुं-परिं तसुं नहिं पिडे ॥ कुसुम पुजा करी सुख लहे, दिन दिन जस चढते ॥ २ ॥ इति ॥ १२ ॥

# ॥ अथ श्री आठमंगल भरण पुजा तेरमी ॥

॥ वस्तुछंद. ॥

सालि उज्वल सालि उज्वल आणीअ अखंड, दुर्लखं-डिय खलिछलिय ॥ माहि सुरभी सुरतरु सुवासक, दर्प्पण भ-द्रासन भरिय ॥ वर्द्धमान श्रीवत्स मत्स, कलश अनें स्वस्तिक विपुल, नंदावर्त निवास तेरमी पुजा मंगल करण, पुरे मननी आस ॥ १ ॥

॥ अथ पुजा ढाल ॥ राग वसंत ॥

रयण हीरा जिस्या सालिवर तंदुला वर फल्याए, स्वस्तिक दर्प्पण कुंभ भद्रासनसुं मल्याए ॥ नंदआवर्तक चारु श्रीवच्छक वर्द्धमानं, मच्छयुगलां लीखी अष्टमंगल हुस सोभमानं ॥१॥

॥ अथ पुजा गीतं ॥ राग महा वसंत ॥

जिनपआगलिं विरचो भवि लोका, जसु दरिसणें सुभ होई ॥ मुंहे देखत सव कोइ ॥ जि० ॥ अतुल तंदुलें करी, अष्ट मंगला-

વલી તેમ રચો જીમ તુમ ઘર ફિરી હોઈ ॥ ૧ ॥ જી૦ ॥ સ્વસ્તિક શ્રીવત્સ કુંભ ભદ્રાસન, નંદ્યાવર્ત્તકં વર્દ્ધમાનં ॥ મત્સયુગ દર્પ્પણ તિમ વર ફલગણ, તેરમી પુજ સવિ કુશલ નિધાનં ॥૨॥ જી૦ ॥ ઈતિ ॥ ૧૩ ॥

# ॥અથ આરતીમંગલદીવાની પુજા ચોદમી॥

## ॥ વસ્તુછંદ. ॥

અગર ઉત્તમ અગર ઉત્તમ માંહિ મૃગમદ, કુંદરૂકો તરૂક્કામય ॥ મઘમઘંત વરધુપ વર્ત્તક, કંચન રયણ સુદંડધર ॥ ધુપધાંનુ વૈડુર્ય ચિત્ર કર, યતન કરી ઉખેવસુએ ॥ ભોગ ભલી પેરિ તાર, ચોદશમી પુજા નિપુણ તારે ભવ સંસાર ॥ ૧ ॥

## ॥ અથ પુજા ઢાલ ॥ રાગ માલવ ગોડી ॥

કૃષ્નાગરતણું ચુરણ કરિ ઘણું, સુદ્ધ ઘનસારસું ભેલીઉંએ ॥ કુંદરૂક્કા તુરૂક્કાસ કસ્તુરિકા, અંબર તુંબર તગરસું મેલિઉંએ ॥૧॥ રયણ કંચન તણું ધુપધાણું ઘણું, પ્રગટ પ્રદીપસું સોભતુંએ ॥ દશદિસિ મહમહે ધુપ ઉખેવતાં, ચોદમી પુજા રજ ખોભતુંએ ॥૨॥

## ॥ અથ પુજા ગીતં ॥ રાગ કલ્યાણ ॥

આંનીએ ધુપી ધુમાલી, જીન મુખિદાહિણા વર્ત્તકરંતી, દેવગતિ સુચતિ ચાલી ॥ ભવિ કુગતિ શુચતિ બાલી ॥ ૧ ॥ આં૦ કૃષ્નાગરૂ અંબર મૃગમદસુ, ભેલી તિંમ ઘનસારો ॥ ધુપ પ્રદીપ ફશાંગ કરંતાં, ચોદમી પુજા ભવિ તારો ॥ ૨ ॥ આં૦ ॥ ઇતિ ૧૪

# ॥ અથ સ્તવનગીતની પુજા પંદરમી ॥

## ॥ વસ્તુછંદ. ॥

તાલ મદ્દલ તાલ મદ્દલ વંસ વર વીણ, પડહ ભરી ઝાલર

ભમર સંખ પણુવ ઘુઘરિય ઘમઘમ. સિરિમંડલ મહુઅર મધુરું નિપુણ નાદં રસ છંદ તમ ॥ દુંદુભિ દેવતણી ગયણુ વાજૈ સુરગંભીર, પનરમો પુજા કરી પામ્યો ભવતીર ॥૧॥

॥ અથ પુજા ઢાલ ॥ રાગ શ્રીરાગ ગાથા બંધ ॥

ગગન તણુ નહિ જીમ માનં, તિમ અનંત ફલ જીમ ગુણ ગાનં ॥ તાન માન લયસું કરિ ગીતં, સુખ દિએ જીમ અમ્રત પીતં ॥ ૧ ॥ વીણા વંસ તલ તાલ ઉવંગેં, સુરતિ રાખિ વર તંત્રિ મૃદંગેં ॥ જયતિ માનપડતાલીકતાલું, આયત ધરી પ્રભુ પ્રાતિક ગાલું ॥ ૨ ॥

॥ અથ પુજા શ્રી રાગ ॥

તુમ શુભ પાર નહી સુયણો, માનાતિત યથા ગયણો, તાન માન લયસું જીન ગીતં, દુરિત હરે જીમ રજપવણો ॥૧॥ તુમ૦ ॥ વંસ ઉપાંગ તાલ સિરિ મંડલ, ચંગમૃદંગ તંતિવીણા ॥ વાજતી તુર જલધિ જીમ ગુહીરં, પીતાંમૃત પરિં કરિલીણા ॥ ૨ ॥ તુ૦ ॥ ગાયતિ સુર ગાયન જીમ મધુરે, તિમ જીનગુણ ગણ મણિ રયણો ॥ સકલ સુરાસુર મોહન તું જીન, ગીત કહિઉં હુમ તુમ તયણો ॥ ૩ ॥ તુમ૦ ॥ ઇતિ ॥ ૧૫ ॥

## ॥ અથ નાટિક પુજા સોલમી ॥

॥ વસ્તુછંદ. ॥

ગીત ગુણ મિત ગીત ગુણ મીત પાઠ પદબંધ, કુકુઆ બયસ મદ્દવર જયતમાલ, પ્રત્તમહુતાલગ ત્રિણિ ગ્રાંમ સુર સમમય એકવિસ મુરચ્છાય સાધક, તાન માન ગુણ ગ્યાન લય, નિર્મલ નાદ સુરંગ સોલમી પુજા કરી પામ્યો સમરસ ચંગ ॥ ૧ ॥

॥ અથ પુજા ઢાલ ॥ રાગ શુનટ ॥

સરિસ વય વેશ સુખ રૂપ કુલ સોભતી, વિધ ભુષાંગનિ સુરકુમારી ॥ એકસત આઠ સુર કુમરકુમરી કરે, વિવધ વીણાદિ

વાજીત્ર ધારી, અભિનવ હસ્તક હાવ ભાવે કરી, વિવિધ ગુગતેં બહુ નાચકારી ॥ દેવના દેવનેં દેવરાજી યથા,કરત નૃત્યં તથા ભુમિચારી ॥ ૧ ॥

॥ અથ પુજા ગીતં ॥ રાગ શ્રુદ્ધનટ ॥

એકસત આઠ નાચે દેવ કુમર કુમરી, દૌં દૌં દૌં દુંભિ વાજતે, નાચતિ દિએ ભમરિ ॥૧॥ એ૦ ॥ ઘન કુચ ચુગહાર રાજી, કસી કંચુકી બાંધી ॥ સોલસ સિંગાર સૌભિત, વેણી કુસુમ ગુંથી ॥ ૨ ॥ એ૦ ॥ નટ્ટકુટ્ટિ કટુ કટુ નિચ પટ તાલ વાજેં ॥ દેખાવતિ જીન હસ્તકેં, નૃત્યતી નવિ લાજેં ॥ ૩ ॥ એ૦ ॥ તિના તિના તિનુ તંતી વાજેં, રણુઝણુંતિ વિણા, તાંડવ જીમ સુર કરે તે, તિમ કરો ભવિ લીણા ॥ ૪ ॥ ઇતિ ॥ ૧૬ ॥

## ॥ અથ વાજીંત્ર પુજા સતરમી આરતી મંગલદીવાની ॥

॥ વસ્તુછંદ. ॥

સાંતરસ મય સાંતરસ મય, અર્થ ઊદાર અદ્ભુતરસય કવિત વર, કરિય દેવ અરિહંત ગુણુમય સાત આઠ પદ ઊસરીય, ધરિઅ પાણિ સિર કમલ જોડીય, ત્રિણિવાર મસ્તક ધરિય, ભુમીતલ નિયજાણુ, ચઊરંગુલ ઊંચો ભણેં, નમોથુણ સુહુ જાંણુ, નમોથુણ સુહુંજાણુ ના ૧ ॥

॥અથ પુજા ઢાળ ॥ રાગ કેદારો તથા મધુ માલવી ॥

સમવસરણુ જીમ વાજાં વાજે, દેવદુંદુભી અંબર ગાજેં, ઢોલ નીસાણુ વિસાલો ॥ ભુંગલ ઝલ્લરિ પણુવ નફેરી, કંસાલ દડ વડીવર ભેરી, સરણાઇ રણકારો ॥ ૧ ॥ મુરૂજ વંસ સુરતિ નવિ મુકેં સત્તરમી પુજા ભવિ નવિ ચુકેં, વીણાવંસ કહે જીન જીવો, આરતી સાથે મંગળ પઇવો ॥ ૨ ॥

॥ અથ પુજા ગીતં ॥ રાગ રામગીરી ॥

ઘણું જીવ તું જીવ જીનરાજ જીવો,ઘણું જીવ એમ સંખ સરણાઇ બોલે ॥ ભ્રુંભરિ ફિરિફીરી દેવકી દુંદુહી, હે નહી પ્રભુતણે કોઇ તોલે ॥ ૧ ॥ ઘઠા ઢોલ નિસાણુ કંસાલ સમતાલસું, ઝલરી પણુવ ભેરી નફેરી ॥ વાજતાં દેવવાજીત્ર જાણે કહે, સકલ ભવિકું ભવોભવ ન ફેરી ॥ ૨ ॥ દેવપરિં ભવિક વાજીત્ર પુજા કરી, કહેં મુખેં તુંહી જીન ત્રિજગ દીવો ॥ ઇંદ્ર પરિં કિંમ હમ જીનપ પૂજા કરૂં, આરતિ સાથે મંગલ પઇવો ॥ ૩ ॥

# ॥ અથ કલશ ॥

## ॥ વસ્તુછંદ ॥

એહ વિધિવર, એહ વિધિવર, સત્તર ગુણ ભેદ પુજા પરમેશ્વર તણી, કરિય દેવ નરનારી શ્રાવક, સમકિત ધારિ નિપુણનર, વીતરાગ સાસન પ્રભાવક, સ્વર્ગ મૃત્યુ પાતાલસુર, શ્રીજીનભુવન ઝાર, સકલ પુજ અનુંમોદતાં, કરતા હરષ અપાર ॥ ૧ ॥

॥ અથ ગીતં ॥ રાગ ધન્યાશ્રી ॥

થુણીઓ થુણીઓરેં પ્રભુ તું સુરપતી જીઉં થુણિઓ ॥ તીન ભુવન મનમોહન લોચન, પરમ હરષ તબ જણિઓરે ॥ ૧ ॥ પ્ર૦ ॥ એક સત આઠ કાવત નિતુ અનુપમ, ગુણ મણી ગુંથી ગુંણીઓ ॥ ભવિક જીવ તુમ થય થુઇ કરતાં, દુરિત મિથ્યામતી હણીઓરે ॥ ૨ ॥ પ્ર૦ ॥ તપગચ્છ અંબર દિનકર સરિષો, વિજયદાન ગુરૂ સુણિઓ ॥ જીન ગુણ સંગ ભગતિ કર ફરસિ, કુમતી તિમિર સબ હણિઓરે ॥ ૩ ॥ પ્ર૦ ॥ ઇણિપેરિ સત્તર ભેદ પુંજાવિધિ, શ્રાવકકું જીનેં ભણિઓ ॥ સકલ મુનીશ્વર કાઉસગધ્યાંનેં, ચિતવિત સફલ ચુંણીઓરે ॥ ૪ ॥ પ્ર૦ ॥

॥ ઇતિશ્રી સકલચંદ્રજી ઉપાધ્યાય કૃત ॥

# ॥ સત્તરભેદી જીનપૂજા સંપૂર્ણમ્ ॥

# ॥ અથ શ્રી દેવવિજયકૃત અષ્ટપ્રકારી પુજા ॥

## ॥ પ્રથમ જલ પુજા પ્રારંભ ॥

॥ દોહા ॥ અજર અમર અકલંક જે, અગમ્ય રૂપ અનંત ॥ અલખ અગોચર નીત્ય નમું, પરમ પ્રભુતાવંત ॥ ૧ ॥ શ્રી સંભવ જીન ગુણ નીધી, ત્રીભુવન જન હીતકાર ॥ તેહનાં પદ પ્રણમી કરી, કહેશું અષ્ટ પ્રકાર ॥ ૨ ॥ પ્રથમ નવણ પુજા કરો, બીજી ચંદન સાર, ત્રીજી કુસમ વળી ધુપની, પંચમી દીપ મનોહાર ॥ ૩ ॥ અક્ષત ફળ નૈવેદની, પુજા અતીહી ઉદાર ॥ જે ભવીઅણ નીત્ય નીત્ય કરે, તે પામે ભવપાર ॥ ૪ ॥ રત્ન જડીત કળશે કરી, ન્હવણ કરો જીન ભૂપ ॥ પાતીક પંક પખાળતાં, પ્રગટે આત્મ સ્વરૂપ ॥ ૫ ॥ દ્રવ્ય ભાવ દોય પુજના, કારણ કાર્ય સબંધ, ભાવસ્તવ પુષ્ટી ભણી, રચના દ્રવ્ય પ્રબંધ. ॥ ૬ ॥ સુભ સિંહાસન માંડીને, પ્રભુ પધરાવો ભક્ત ॥ પંચ શબ્દ વાજીંત્રશું, પુજા કરીએ વ્યક્ત ॥ ૭ ॥

### ॥ ઢાલ પહેલી ॥

॥ અનિહાંરે જીન મંદીર રળીયામણું રે ॥ એ દેશી ॥

અનિહાંરે ન્હવણ કરો જીન રાજનેરે, એતો શુદ્ધાલંબન દેવ, પરમાતમ પરમેશ્વરૂ રે, જસ સુરનર સારે સેવ. ન૦ ॥ ૧ ॥ અનીહાંરે માગધ તીર્થ પ્રભાસનાં રે, સુર નદી સીંધુનાં લેવ, વરદામ ક્ષીર સમુદ્રનાં રે, નીરે ન્હવે જીમ દેવ. ન૦ ॥ ૨ ॥ અનિહાંરે તીમ ભવિ ભાવે તિર્થોદકેંરે, વાસો વાસ સુવાસ;ઓષધીઓ પણ ભેળીકરો રે, અનેક સુગંધીત ખાસ. ન૦ ॥૩॥ અનિહાંરે કાળ અનાદિ મળ ટાળવારે, ભાળવા આતમ રૂપ;જલપૂજા જુગતે કરીરે, પુજો શ્રીજીન ભૂપ. ન૦ ॥ ૪ ॥ અનિહાંરે વિપ્રવધુ જલ પુજથીરે, જ્યું પામી સુખ સાર ॥ તીમ ભવી દેવાધિ દેવનેરે, તુમેં અર્ચિ લહો ભવપાર. ન૦ ॥ ૫ ॥ ઇતિ ॥

॥ કાવ્યં ॥ વિમલ કેવલ દર્શન સંયુતં, સકલ જંતુ મહોદય કારણં ॥ સ્વગુણ સુદ્ધિ કૃતે સ્નપયામ્યહં જીનવરં નવરંગ મથાંભસા. ॥ ૧ ॥

## ॥ અથ દ્વિતીય ચંદન પુજા પ્રારંભ: ॥

### ॥ દોહા ॥

હવે બીજી ચંદન તણી, પુજા કરો મનોહાર ॥ મિથ્યા તાપ અનાદીનો, ટાલો સર્વ પ્રકાર. ॥ ૧ ॥ પુદ્‌ગલ પરીચય કરી ઘણો, પ્રાણી થયો દુર્વાસ; સુગંધ દ્રવ્ય જીન પુજીને, કરો નીજ સુદ્ધ સુવાસ. ॥ ૨ ॥

### ॥ ઢાલ બીજી ॥

॥ મનથેં ડરણાં પરનારી સંગ ન કરણાં ॥ એ દેશી ॥

ભવિજન પુજો, દુનીઆમાં દેવ ન દુજો, જે અરીહા પુજે, તસ ભવનાં પાતક ધ્રુજે. ॥ ૧ ॥ ભ૦ ॥ એ આંકણી. પ્રભુ પુજા બહુ ગુણ ભરીરે, કીજે મનને રંગ; મન વચ કાયા થીર કરીરે, અર્ચો અરીહા અંગ. ॥ ૨ ॥ ભ૦ ॥ કેસર ચંદન ઘસી ઘણું રે, માંહે ભેલી ઘનસાર; રત્ન કચોળાં માંહિં ધરીરે, પ્રભુ પદ ચરચો સાર. ॥ ૩ ॥ ભ૦ ॥ ભવ દવ તાપ સમાવવા રે, તરવા ભવજલ તીર ॥ આતમ સ્વરૂપ નીહાળવારે, રૂડા જગગુરૂ ધીર. ॥ ૪ ॥ ભ૦ ॥ પદ જાનુ કર અંસ શીરંરે, ભાલ ગલેં વલિ સાર; હૃદય ઉદર પ્રભુને સદારે, તીલક કરો મન પ્યાર ॥ ૫ ॥ ભ૦ ॥ એણી વિધ જિન પદ પુજનારે, કરતાં પાપ પલાય; જીમ જયસુરને શુભમતિરે, પામ્યા અવિચળ ઠાય. ॥ ૬ ॥ ભ૦ ॥

કાવ્યં ॥ જગ દુપાધ્ય ચયા દ્રહિતં હિતં, સહજ તત્વ કૃતે ગુણ મંદીરં; વિનય દર્શની કેસર ચંદને, રમલ દ્વન્મલ હૃજિજન મર્ચયે.

## ॥ અથ તૃતીય કુસુમ પુજા ॥

॥ દોહા ॥

ત્રીજી કુસુમ તણી હવે, પુજા કરો સદ્‌ભાવ; જિમ દુરીત દુરે ટળે, પ્રગટે આત્મ સ્વભાવ. ॥ ૧ ॥ જે જન ષટ રૂતુ ફુલસું, જિન પુજે ત્રણ કાળ, સુરનર સિવસુખ સંપદાર પામે તે સુરસાલ,

॥ ઢાલ ત્રીજી ॥

॥ સાહેલડીની દેશી ॥

કુસુમ પુજા ભવી તુમે કરો, સાહેલડીયાં. આંણી વિવિધ પ્રકાર, ગુણવેલડીઆં. જાઈ જુઈ કેતકી. સા૦ ॥ દમણો મરૂવો સાર. ॥ ગુ૦ ॥ મોઘરો ચંપક માલતી સા૦ ॥ પાડલ પદ્મ ને વેલ. ॥ગુ૦॥ બોલસિરી જાસુલશું. સા૦ ॥ પુજો મનને ગેલ. ॥ ગુ૦ ॥ ૨ ॥ નાગ ગુલાબ સેવંતરી. સા૦ ॥ ચંપેલી મચકુંદ. ગુ૦ ॥ સદા સોહાગણ દાઉદી. સા૦ ॥ પ્રિયંગુ પુન્નાગના વૃંદ. ॥ ગુ૦ ॥ ૩ ॥ બકુલ કોરંટ અંકોલથી. સા૦ ॥ કેવડો ને સહકાર. ગુ૦ ॥ કુંદાદિક પમુહા ઘણે. સા૦ ॥ પુષ્પ તણે વિસ્તાર ગુ૦ ॥ ૪ ॥ પુજે જે ભવિ ભાવસું. સા૦ ॥ શ્રી જિન કેરા પાય ગુ૦ ॥ વણિક સુતા લીલાવતી, સા૦ ॥ જિમ લહે સિવપુર ઠાય. ગુ૦ ॥ ૫ ॥

કાવ્યં ॥ સુકરૂણા સુનૃતા,ર્જવમાર્દવૈઃ પ્રશમ શૌચ શમાદિ સુમૈર્જનાઃ ॥ પરમ પુજ્ય પદસ્થિતમર્ચિતં, પરમુદારમુદાર ગુણં જિનં ॥ ૩ ॥

## ॥ અથ ચતુર્થ ધુપ પુજા ॥

॥ દોહા ॥

અર્ચા ધુપ તણી કરો, ચોથી હર્ષ અમંદ ॥ કર્મ ધન દાહન

ભણી, પુજો શ્રી જિનચંદ. ॥ ૧ ॥ સુવીધ ધુપ સુગંધશું, જે પુજે જિનરાય; સુરનર કિન્નર તે સવિ, પુજે તેહના પાય ॥ ૨ ॥

## ॥ ઢાલ ચોથી ॥

॥ સાબરી સુરતપર મેરા દીલ અટકયો ॥ એ દેશી ॥

અરિહા આગે ધુપ કરીને, નર ભવ લાહો લિજેરી; અગર ચંદન કસ્તુરી સંયુક્ત, કુંદરૂ માંહે ધરીજેરી. ॥ ૧ ॥ અ૦ ॥ ચુરણ શુદ્ધ દશાંગ અનોપમ, તુરૂક્ક અંબર ભાવિજેરી ॥ રત્ન-જડિત ધુપધાણાં માંહી, શુભ ઘનસાર ઠવિજેરી. ॥ ૨ ॥ અ૦ ॥ પવિત્ર થઈ જિનમંદિર જઈને, આશય શુદ્ધ કરીજેરી ॥ ધુપ પ્રગટ વામાંગે ધરતાં, ભવ ભવ પાપ હરીજેરી. ॥ ૩ ॥ અ૦ ॥ સમતા રસ સાગર ગુણ આગર, પરમાતમ ગુણ પુરારી; ચિદાનંદ ઘન ચિન્મય મુર્તી, ઝગમગ જ્યોતિ સનુરારી. ॥ ૪ ॥ અ૦ ॥ એહવા પ્રભુને ધુપ કરંતાં, અવિચલ સુખડાં લહીએરી. ઇહ ભવ પરભવ સંપત્તિ પામે, જિમ વિણયંધર કહિયેરી. ॥ ૫ ॥ અ૦ ॥

કાવ્યં. અશુભ પુદ્ગળ સંચય વારણં, શમસુગંધ કરં તપ ધુપનં ॥ ભગવતા સુપુરોહિત કર્મણાં, જયવતો યવતો ક્ષય સંપદા.

# ॥ અથ પંચમ દીપ પુજા ॥

## ॥ દોહા ॥

નિશ્ચય ધન જે નિજ તણું, તિરોભાવ છે તેહ; પ્રભુમુખ દ્રવ્ય દીપક કરી ॥ આવિર્ભાવ કરેહ ॥ ૧ ॥ અભિનવ દીપક એ પ્રભુ, પુજી માંગો હેવ ॥ અજ્ઞાન તિમિર જે અનાદિનું, ટલો દેવાધિદેવ. ૨

## ઢાલ પાંચમી.

॥ દેશી ઝુમખડાની ॥ ભાવદીક પ્રભુ આગલે, દ્રવ્યદીપક ઉત્સાહે ॥ જિનેશ્વર પુજીએ. પ્રગટ કરી પરમાતમા, રૂપ ભાવો

મન માંહિ. ॥ જિ૦ ॥ ૧ ॥ ધુમ કષાય ન જેહમાં ॥ ન છિપે પતંગને તેજ ॥ જિ૦ ॥ ચરણ ચિત્રામણ નવી ચલે, સર્વ તેજનું તેજ. ॥ જિ૦ ॥ ૨ ॥ અધન કરેજે આધારને ॥ સમીર તણે નહીં ગમ્ય ॥ જિ૦॥ ચંચલ ભાવ જે નવી લહે, નિત્ય રહે વલી રમ્ય. ॥ જિ૦ ॥ ૩ ॥ તેલ પ્રક્ષેપ જિહાં નહિં, શુદ્ધ દશા નહિ દાહ. ॥ જિ૦ ॥ અપર દીપક એ અરચતાં, પ્રગટે પ્રશમ પ્રવાહ. ॥જિ૦॥ ॥ ૪ ॥ જેમ જિનમતીને ધનસિરિ, દીપ પુજનથી દોય. ॥ જિ૦ ॥ અમર ગતિ સુખ અનુભવી, શિવપુર પોહોતી સોય. જિ૦ ॥૫॥

॥ કાવ્યં. બાહુલ મોહ તમિસ્ર નિવારકં, સ્વપર વસ્તુ વિકાશન માત્મનઃ વિમલ બોધ સુદીપકમાદધે, ભુવન પાવન પાર ગતા ગતઃ ॥ ૬ ॥

## ॥ અથ ષષ્ટ અક્ષત પુજા ॥

### ॥ દોહા ॥

સમકિતને અજુઆળવા, ઉત્તમ એહ ઉપાય ॥ પૂજાથી તુમે પ્રીછજો, મનવંછિત સુખ થાય. ॥ ૧ ॥ અક્ષત શુદ્ધ અખંડશું, જે પૂજે જિનચંદ, લહે અખંડિત તેહ નર, અક્ષય સુખ અમદ ૨

### ॥ ઢાલ છઠ્ઠી ॥

॥ શ્રીધર્મજિણંદ દયાલજી. એ દેશી ॥ અક્ષત પૂજા ભવિ કીજેંજી અક્ષય ફલ દાતા; શાલિ ગોધુમ પણ લિજેં જી. અ૦ ॥ પ્રભુ સન્મુખ સ્વસ્તિક કીજેં જી, ॥ અ૦ ॥ મુક્તાફલ બિચમેં દીજેં જી. ॥ અ૦ ॥ ૧ ॥ એહવા ઉજ્વલ અક્ષત વાસેં જી, અ૦ ॥ શુભ તંદુલ વાસે ઉલ્લાસેંજી. ॥ અ૦ ॥ ચુરક ચઉગતી ચિત્ત ચોખેં જી, ॥ અ૦ ॥ પુરી અક્ષય સુખ લાહો જોખે જી. ॥ અ૦ ॥ ૨ ॥ પૂનરાવર્ત્ત હરવા હાથેં જી ॥ અ૦ ॥ નંદાવર્ત્ત કરો રંગ સાથેં જી, ॥ અ૦ ॥ કર જોડિ જિન મુખ રહીને જી, અ૦ ॥ એમ ભાખો શિવ દિઓ વહિનેં જી. અ૦

॥ ૩ ॥ જગનાયક જગગુરૂ જેતા જી ॥ અ૦ ॥ જગ બંધુ અમલ વિભુનેતાજી ॥ અ૦ ॥ બ્રહ્મા ઇશ્વર વડભાગી જી, ॥ અ૦ ॥ યોગીશ્વર વિદિત વૈરાગી જી, ॥ અ૦ ॥ એહવા દેવાધિદેવને પૂજે જી, ॥ અ૦ ॥ ભવ ભવનાં પાતક ધ્રુજે જી. ॥ અ૦ ॥ જેમ કીરયુગલ ભવપાર જી, ॥ અ૦ ॥ લહે અક્ષત પુજા પ્રકારજી અ૦ ॥ ૫ ॥ ઇતિ ॥

॥ કાવ્યં. ॥ સકલ મંગલ સંભવ કારણં, પરમમક્ષત ભાવકૃતે જીનં; સુપરીણામમયૈ રહમક્ષતૈ:, પરમયા રમયા યુત મર્ચયે.

## ॥ અથ સપ્તમ ફલ પૂજા ॥

### ॥ દોહા ॥

શ્રીકાર ઉત્તમ વૃક્ષનાં, ફળ લેઇ નર નાર; જીનવર આગં જે ધરે, સફળો તસ અવતાર. ॥ ૧ ॥ ફળ પૂજાનાં ફળ થકી, કોટી હોય કલ્યાણ; અમર વધુ ઉલટ ધરી, તસ ધરે ચીત્તમાં ધ્યાન. ॥૨॥

### ॥ ઢાલ સાતમી ॥

॥બિંદલીની દેશી॥ફલ પૂજા કરો ફળ કામી,અભિનવ પ્રભુ પુણ્યે પામી હો પ્રાણી૦ ॥ જીન પૂજો, શ્રીફળ અખોડ બદામ, શીતાફલ દાડીમ નામ હો, પ્રાણી૦ ॥ ૧ ॥ જમરૂખ તરબુજ કેળાં, નીમજાં કોહલાં કરો ભેળાં હો. પ્રાણી૦ ॥ પીસ્તાં ફનસ નારંગી, પુગી ચુઅફળ ઘણુ ચંગ હો. પ્રા૦ ॥ ૨ ॥ ખડબુજ દ્રાક્ષ અંજીર અન્નાસ,રાયણ જંબીર હો.પ્રાણી૦॥ મીષ્ટ લીંબુને અંગુર શીંગોડા ટેટી બીજ પુર હો. પ્રા૦ ॥ ૩ ॥ ઇમ જે જે સમય(વિષય) લહંત. તે તે જીન ભુવને ઢોયંત હો. પ્રા૦ ॥ અનુપમ થાળ વિશાળ, તેહમાં ભરીને સુરશાળ હો ॥ પ્રા૦ ॥ ૪ ॥ ફળ પૂજા કરે જે ભાવે, તે શીવરમણી સુખ પાવે હો. ॥ પ્રા૦ ॥ દુર્ગતા નારી લહે જેમ, લહે કીરયુગલ વલી તેમ હો. પ્રા૦ ॥ ૫ ॥

॥ કાવ્યં ॥ અમલ શાંતિ રસૈક નીધીં શુચીં, ગુણ ફલૈર્મલ દોષ હરૈરહં, પરમ શુદ્ધો ફ્ત્રાય યજે જીનં, પરહીતં રહીત પર-ભાવત: ॥ ૭ ॥

# ॥ અથ અષ્ટમ નૈવેદ્ય પૂજા ॥

## ॥ દોહા ॥

ભવ દવ દહન નીવારવા, જલદ ઘટા સમ જેહ ॥ જીન પૂજા જુગતેં કરી, ત્રિવીધેં કીજેં તેહ. ॥ ૧ ॥ પૂજા કુગતીની અર્ગલા, પુણ્ય સરોવર પાલ, શિવ ગતીની સાહેલડી, આપે મંગલ માલ. ॥ ૨ ॥ શુભ નૈવદ્ય શુભ ભાવશું, જીન આગે ધરે જેહ, સુર નર શીવપદ સુખ લહે, હલીય પુરષ પરેં તેહ. ॥ ૩ ॥

## ઢાલ આઠમી.

॥ શ્રાવણ માસે સ્યામ મેલી ચાલ્યારે. એ દેશી ॥ હવે નૈવેદ રસાલ, પ્રભુજી આગે રે ॥ ધરતાં ભવી સુખકાર પ્રભુતા જાગેરે. ॥ કંચન જડિત ઉદાર, થાળ મેલાવો રે ॥ તાર તાર મુજ તાર, ભાવના ભાવો રે. ॥ ૧ ॥ લાપશી સેવ કંસાર, લાડુ તાજા રે, મનોહર મોતિચુર, ખુરમાં ખાજાં રે ॥ બરફી પેંડા ખીર, ઘેબર ઘારી રે, સાટા સાંકળિ સાર, પુરી ખારીરે. ॥ ૨ ॥ કસમશીયા કુલેર, શક્કરપારારે. લાખણશાહ રસાળ, ધરો મનોહારા રે ॥ સાત-ઈયા કલી સાર, આગે ધરીયે રે. ભવ ભવ સંચિત પાપ ક્ષણમાં હરીયે રે ॥ ૩ ॥ મરકી મેસુર દહીથરાં, વરસોળાં રે ॥ પાપડ પુરી ખાસ, દીઠાં ધોલાં રે. ॥ ગુંદવડાંને રેવડી, મન ભાવે રે, ફેણી જલેબિ માંહી, સરસ સુહાવે રે ॥ ૪ ॥ શાલી દાલને શાલના. મન રંગે રે, વિવિધ જાતી પકવાન, ઢોવો ચંગે રે. ॥ ૪ ॥ તાલ કંસાલ મૃદંગ, વિણા વાજે રે, ભેરી નફેરી ચંગ મધુર ધ્વની ગાજે રે. ॥ ૫ ॥ શોળ સજી શણગાર, ગોરી ગાવે રે, દેતા અઢળક દાન,

જન ઘરે આવે રે ॥ ઇણી પરે અષ્ટ પ્રકાર, પૂજા કરશે રે, નૃપ હરિચંદ પરે તેહ, ભવજળ તરશે રે. ॥ ૬ ॥ ઈ.ત ॥

॥ કાવ્યં ॥ સકલ ચેતન જીવિતદાયિની, વિમળ ભકિત વિ-શુદ્ધી સમન્વિતા, ભગવતઃ સ્તુતિ સાર સુખાસિકા, શ્રમહરા મહ-રહસ્તુ વિભોઃ પુરઃ ॥ ૮ ॥

## ॥ ઢાલ નવમી ॥

॥ નમો ભવિ ભાવશું એ, એ દેશી, અષ્ટ પ્રકારી ચીત ભાવીએ એ, આણી હર્ષ અપાર, ભવિકજન સેવિએ એ, અષ્ટ મહાસિદ્ધિ સંપજે એ અષ્ટબુદ્ધિ દાતાર. ॥ ભ૦ ॥ ૧ ॥ અટુ દીઠી પણ પામીએ એ, પુજનથી શ્રીકાર.॥ ભ૦ ॥ અનુક્રમે અષ્ટ કરમ હણી એ, અષ્ટમી ગતી લહો સાર ભ૦ ॥૨॥ શાહ નાન્હા સુત સુંદરૂ એ, વિનયાદીક ગુણવંત, ॥ ભ૦ ॥ શાહ જીવણના કહેણથી એ, કિયો અભ્યાસ એ સંત ॥ ભ૦ ॥ ૩ ॥ સકળ પંડીત શીર શેહરો એ, શ્રી વિ-નીતવિજય ગુરૂરાય, ॥ ભ૦ ॥ તાસ ચરણ સેવા થકી એ, દેવનાં વંછિત થાય, ભ૦ ॥ ૪ ॥ શશી નયન ગજ વિધુ (૧૪૨૧) વરૂએ, નામ સંવત્સર જાણ. ॥ભ૦॥ ત્રતીયા શીત આસો તણી એ, શુ-કરવાર પ્રમાણ. ભ૦ ॥ ૫ ॥ પાદરા નગર વિરાજતા એ, શ્રી સં-ભવ સુખકાર, ( શ્રી શાંતી સુખકાર )॥ ભ૦ ॥ તાસ પસાયથી એ રચીએ, પુજા અષ્ટ પ્રકાર ॥ ભ૦ ॥ ૬ ॥

## ॥ કળશ ॥

ઇમ જગત સ્વામી મોહવામી, મોક્ષગામી, સુખ કરૂ ॥ પ્રભુ અકલ અમલ અખંડ નિર્મલ, મોહ મીથ્યા તમ હરૂ ॥દેવાધિદેવા ચરણ સેવા, નિત્ય મેવા આપીએ ॥ નિજ દાસ જાણી દયા આણી, આપ સમોવડ થાપીએ. ॥ ૧ ॥

॥ કાવ્યં ॥ ઇતિ જિનવર વૃંદં, શુદ્ધ ભાવેન કીર્તી ॥ વિમલમીહ જગત્યાં પુજયંત્યષ્ટધા યેનિજ કલિમલહેતોઃ, કર્મણોન્તં વિધાય ॥ પરમ ગુણ મયંતે, યાંતી મોક્ષં હિ વીરાઃ ॥ ૧ ॥

ઇતિ શ્રી અષ્ટ પ્રકારી પૂજા સંપુર્ણ ॥ ૧ ॥

# કલ્યાણકનાં ચૈત્યવંદનો.

(૧) આદિ અન્તને મધ્ય જીન, પ્રણમી સરસતી માય ॥ કલ્યાણક સ્તવના કરૂં, શ્રી ગુરૂ ચરણ પસાય ॥ ૧ ॥ વદી પૂર્વના માસની, સુદી ચાલતાની જાણો ॥ કલ્યાણક ગુણણા ભણી, એહીજ નીતિ વખાણો ॥ ૨ ॥ કારતક માસે સાત છે, માગસર તેર ગણી જે ॥ પોસે દશ માહા ચૌદ છે, ફાગણ દશ પંચ ભણી જે ॥ ૩ ॥ ચૈત્ર તેર વૈશાખ સત્તર, દશ જેઠ છ અષાડ કહી જે ॥ શ્રાવણ નવ ભાદ્રવે ચાર, બે આશ્વિન લહી જે ॥ ૪ ॥ વર્તમાન ચોવીશી તણા, એકશો વીશ કલ્યાણ ॥ ચતુર ચિત્ત આરાધતાં, પામે કોડ કલ્યાણ ॥ ૫ ॥

(૨) કારતક માસે જીનવર તણા, કલ્યાણક થયાં સાત ॥ વદી પંચમી સંભવ જીન, કેવળ જ્ઞાન પ્રગટાત ॥ ૧ ॥ ચ્યવન નેમી બારસે વલી, પદમ જન્મ દીન જાણ ॥ પદમ દીક્ષા વદી તેરસે, અમાવાસ્યા વીર નીરવાણ ॥ ૨ ॥ નવમા સુદી ત્રીજે કેવલી, થયાં અર બારસ મુણીયેં ॥ ચતુર ચિત કરવા ભણી, પ્રભુ કલ્યાણક થુણીયેં ॥ ૩ ॥

(૩) માગસર માસે જીનજી તણા, કલ્યાણક થયાં તેર ॥ જન્મ સુવિધિ વદી પંચમી, છઠે દીક્ષા નહીં ફેર ॥૧॥ વદી દશમે વીર દીક્ષા, પદમ એકાદશી મોક્ષ ॥ સુદી દશમી અર જન્મીયા, તે દીન તે પ્રભુ મોક્ષ ॥ ૨ ॥ એકાદશી અર દીક્ષા, મલ્લી જન્મ દીક્ષા નાણ ॥ નમિ કેવલ શુદ ચૌદશે, સભવ જીન જન્મ વખાણ ॥ ૩ ॥ સુદી પુનમ સંભવ પ્રભુ, લીએ સંજમ જીન ભાણ ॥ કલ્યાણક દીન ચતુર ચિત, આરાધો સુખ ખાણ ॥ ૪ ॥

(૪) પોષ માસે અરિહંતના, કલ્યાણક દશ જાણો ॥ જન્મ પાર્શ્વ વદી દશમીયે, એકાદશી દિક્ષા ટાણો ॥૧॥ જન્મ્યા ચંદ્રપ્રભુ બારસે, ત્રયોદશી સંયમભાર ॥ શીતલ જ્ઞાન ચતુર્દશી, શુદ છઠે વિમલ જીન ધાર ॥ ૨ ॥ જ્ઞાન શાંતિ જીન નવમીએ, અજીત એ-

કાદશી કહીયે ॥ ચઉદશી ચોથા પંદરમા, જીન નાણ પુનમ દીન લહીયે ॥૩॥ કલ્યાણક તિથિ તપ કરો, બુદ્ધિ વૃદ્ધિ કારણ જાણી ॥ ચતુર ચિત નિર્મલ ભણી, પુષ્ટ કારણ ગુણ ખાણી ॥ ૪ ॥

(૫) માહા માસે જીનવર તણા, કલ્યાણક દશ ચાર ॥ ચ્યવન પદમ વદી ષષ્ટીએ, દ્વાદશી શીતલ સુખકાર ॥ ૧ ॥ જન્મ તેહીજ પ્રભુ દીક્ષા, તેરસે પ્રથમ જીન મુક્તિ ॥ જ્ઞાન શ્રેયાંસ અમાસ દીન, શુદી બીજ અભિનંદન ઉકિત ॥ ૨ ॥ જન્મ નાણ વાસુપુજયજી, ત્રીજ વિમલ ધર્મ જાયા ॥ દીક્ષા વિમલ સુદી ચોથે અષ્ટમી અજીત જીન રાયા ॥ ૩ ॥ જન્મ દીક્ષા શુદી નવમીએ, બારસે અભિનંદન દીક્ષા ॥ ત્રયોદશી દીક્ષા ધર્મ જીન, ચતુર ચિત ધરે જીનશિક્ષા ॥ ૪ ॥

(૬)ફાલ્ગુન માસ પ્રભુ જીન તણા, પંદર કલ્યાણક સારા ॥નાણ સુપાર્શ્વ વદ છઠ દીને, મોક્ષ સપ્તમી સુખકારા ॥ ૧ ॥ નાણ ચંદ્ર પ્રભુ સાતમે, ચ્યવન સુવિધિ જીન નોમે ॥ જ્ઞાન એકાદશી આદિ જીન, દ્વાદશી સુવ્રતજી નોમે ॥ ૨ ॥ જન્મ્યા શ્રેયાંસ બારસે, તેરસે જીન દીક્ષા લીધી ॥ જન્મ્યા વાસુપુજય ચૌદસે, અમાવાસ્યા દીક્ષા વિધી ॥ ૩ ॥ ચ્યવન શુદ બીજ અરપ્રભુ, શુદ ચોથ મલ્લીજીન જાણો ॥ શુદી અષ્ટમી સંભવ ચ્યવન, દ્વાદશી સુવ્રત વ્રત ટાણો ॥૪॥ મલ્લી મોક્ષ શુદ બારસે, એમ જીનના કલ્યાણ ॥ ધ્યાતા ધ્યેય તન્મય થયે, ચતુર ચિત્ત નિર્વાણ ॥ ૫ ॥

(૭) ચૈત્ર માસ જીનવરતણા, તેર કલ્યાણક સુણીયે ॥ચ્યવન કેવલ વદી ચોથ પાસ, ચંદ્ર ચ્યવન પંચમી મુણીયે. ॥૧॥ જન્મ દીક્ષા અષ્ટમી ઋષભ, શુદ ત્રીજ કુંથુ નાણ સાર ॥ અનંત મોક્ષ પંચમી અજીત, પ્રભુ સંભવ મોક્ષ સુખકાર. ॥ ૨ ॥ મોક્ષ નોમ સુમતિ પ્રભુ, એકાદસી કેવલજ્ઞાન ॥ જન્મ વીર સુદ તેરસે, પદમ પુનમ ચિત ધ્યાન. ॥ ૩ ॥

(૮)વૈસાખે તીર્થંકર તણા, સત્તર કલ્યાણક કહીયે; મોક્ષ કુંથું વદી

એકજે, શીતલ મોક્ષ બીજ લહીયે. ॥ ૧ ॥ કુંથુ દીક્ષા વદી પંચમી, ચ્યવન છઠુ શીતલ જીન જાણો ॥ મોક્ષ દશમે નમિ જન્મ છે, અનંત ત્રયોદશી વખાણો. ॥ ૨ ॥ અનંત દીક્ષા જ્ઞાન ચૌદસે, જન્મ કુંથુ જીન ગણીયે ॥ ચ્યવન શુદ ચોથે ચોથા પ્રભુ, ધર્મ શુદી સપ્તમી ભણીયે. ॥ ૩ ॥ મોક્ષ અષ્ટમી અભિનંદન, જીન જન્મ અષ્ટમી સુમતિ ॥ દીક્ષા સુમતિજીન નવમીએ, વીર જ્ઞાન દશમ દીપતી. ॥ ૪ ॥ ચ્યવન વિમલજીન બારસે, અજીત તેરસે ભવિ જાણો ॥ બુદ્ધિ વૃદ્ધિ ચતુર ચિત ભણી, પુષ્ટ હેતુ કલ્યાણક ઠાણો. ॥ ૫ ॥

(૯) જયેષ્ટ માસમાં જીનતણા, કલ્યાણક દશ કહીયે ॥શ્રેયાંસ ચ્યવન વદ ષષ્ટીએ, સુવ્રત જન્મ અષ્ટમો લહીયે. ॥ ૧ ॥ સુવ્રત મોક્ષ વદ નવમીએ, જન્મ મોક્ષ શાંતિ જીન જાણો ॥ તેરસે ચૌદશે જીન દીક્ષા, ધર્મ મુક્તિ શુદ પંચમ વખાણો. ॥ ૨ ॥ ચ્યવન વાસુપુજય નવમીએ, જન્મ સુપાસ દ્વાદશી ભણીયે ॥ દીક્ષા તેરસે તે જીનતણી, ચતુર ચિત વિધિથી ગણીયે. ॥ ૩ ॥

(૧૦)અષાડ માસ પ્રભુજી તણા, ષટ કલ્યાણક નિત્ય નમીયે ॥આદિ ચ્યવન વદ ચોથ મોક્ષ, વદી સપ્તમી વિમલ મન ગમીયે. ॥૧॥ નમિ દીક્ષા વદી નવમીએ, શુદ છઠ ચ્યવન વીર કહીયે ॥ મોક્ષ નેમિ શુદ અષ્ટમીએ, વાસુપુજય ચૌદશ લહીયે. ॥ ૨ ॥ ચ્યવન જન્મ દીક્ષા વલી, જ્ઞાન મોક્ષ કલ્યાણક પંચ ॥ ચતુરચિત આરાધીયે, છંડી સકલ ખલખંચ. ॥ ૩ ॥

(૧૧) શ્રાવણ માસ જીનવરતણા, નવ કલ્યાણક થુણીયે ॥ મુક્તિ શ્રેયાંસ વદીજ ચ્યવન, અનંતજીન સપ્તમી મુણીયે. ॥ ૧ ॥ જન્મ અષ્ટમી નમિ નવમીએ, ચ્યવન કુંથુજીન સુમતિ ॥ ચ્યવન શુદી બીજ નેમનો, પંચમી જન્મ જદુપતિ. ॥ ૨ ॥ એહીજ પ્રભુ દીક્ષા છઠ દીને, મોક્ષ શુદ અષ્ટમી પાસ ॥ ચ્યવન સુવ્રત શુદ પુનમે, ચતુર ચિતમાં પ્રભુ વાસ. ॥ ૩ ॥

(૧૨)ભાદ્રવ માસ પ્રભુજી તણા, આર કલ્યાણક ગણીયે ॥શાન્તિ

ચ્યવન વદી સપ્તમી, મોક્ષ ચંદ્રપ્રભુ ભણીયે. ॥ ૧ ॥ ચ્યવન સુપાર્શ્વવદી અષ્ટમી, મોક્ષ શુદી નવમી જાણો ॥ સુવિધિજીનંદ પસાયથી, બુદ્ધિ વૃદ્ધિ ચતુર ચિત આણો. ॥ ૨ ॥

(૧૩) કેવલ અમાસે નેમનું, ચ્યવન પુનમ નમિ કહીયે ॥ આસો માસમાં એ ભલા, જીનવર કલ્યાણક લહીયે. ॥૧॥ તપગચ્છ ભાલ તીલક સમ, મણીવિજય ગુરૂ રાયા ॥ શિષ્ય બુદ્ધિવિજય તણા, વૃદ્ધિવિજય નમું પાયા. ॥ ૨ ॥ તાસ શિષ્ય મુજ સદ્‌ગુરૂ, ચતુરવિજય ગણીરાયા ॥ ચિતવિજય તસ બાલકે, પ્રભુ કલ્યાણક ગાયા.૩

(૧૪) આ પંચ પરમેષ્ટી વલી, હ્રીં ચોવિસ અનુસરીયે ॥ સમતા સાગર ચતુર ગુરૂ, ધ્યાન હૃદયમાં ધરીયે. ॥ ૧ ॥ સાઠ કલ્યાણક વદી તણા, શુદીના સાઠ વખાણો ॥ એકમથી અનુક્રમ ગણી, ભાવ સહીત મન આણો. ॥ ૨ ॥ ૧એક ૧એક ૧એક ૩ત્રણ ૪ચાર છે, ૫પાંચ ૬છ ૫પાંચ ૪ચાર ૩તીન ॥ ૩ત્રણ ૭સત ૭સત ૬છ ૪ચાર છે; વદી કલ્યાણક દીન. ॥ ૩ ॥ ૪ચાર ૪ચાર ૩ત્રણ ૫પાંચ ૩ત્રણ, ૧એક ૬છ ૬છ ૩ત્રણ ૭સાત ॥ ૬છ ૪ચાર ૩ત્રણ ૫પાંચ બીજથી શુદી કલ્યાણક થાત. ॥ ૪ ॥ વદીના ચૈત્યવંદન તણો, હવે કહું અધિકાર ॥ શુદીનો પણ સાથે ભણી, લહુ ચિતમાં અવિકાર. ૫

(૧૫) વદી એકમ વૈશાખની, કુંથુજીન મોક્ષજ ભાખ્યું ॥ બીજે શીતલ જીન તણું, શ્રેયાંસ શ્રાવણ ત્રીજ દાખ્યું. ॥ ૧ ॥ ચ્યવન ચૈત્ર વદી ચોથનું, પાર્શ્વજીન કેવલ આખ્યું ॥ ચ્યવન આદિ આષાઢનું, કલ્યાણક મન રાખ્યું. ॥૨॥ કાતી વદી પંચમ દીને, સંભવજીન કેવલ કહીયે ॥ સુવિધિ જન્મ માગસર વિષે, ચંદ્ર ચૈત્ર ચ્યવન લહીયે. ॥ ૩ ॥ દીક્ષા કુંથુ વૈશાખમાં, હવે વદ છઠ દીન ભાખું ॥ સુવિધિ દીક્ષા માગસર વિષે, પદ્મ ચ્યવન માહા આખું. ॥ ૪ ॥ જ્ઞાન સુપાર્શ્વજીન ફાગણે, ચ્યવન વૈશાખ શીતલનું ॥ ચ્યવન શ્રેયાંસનું જેષ્ટમાં, ચતુર ચિત શુભ પળનું. ॥ ૫ ॥

(૧૬) કલ્યાણક વદી સપ્તમી, ફાગણમાં હવે કહીશું ॥ મોક્ષ સુપાર્શ્વ

જ્ઞાનચંદ્રને, આરાધી સુખ લહીશું. ॥ ૧ ॥ મોક્ષ આષાઢ વિમલજીન અનંત ચ્યવન શ્રાવણ જાણું ॥ ચ્યવન શાંતિજીન ભાદ્રવે, મોક્ષચંદ્ર ચિત આણું ॥ ૨ ॥ કલ્યાણક વદી અષ્ટમી, જન્મ ઋષભજીન દીક્ષા ॥ ચૈત્ર સુવ્રત જન્મ જેષ્ટમાં, શ્રાવણ નમિ જન્મ સમીક્ષા. ॥ ૩ ॥ ચ્યવન સુપાર્શ્વ જીન ભાદ્રવે, નોમ ચ્યવન જીન સુવિધિ ॥ ફાગણ સુવ્રત મોક્ષ જેષ્ટમાં, આષાઢ નમિ દીક્ષા લીધી. ॥ ૪ ॥ ચ્યવન કુંથુ શ્રાવણ વિષે, આરાધો શુભ ભાવે ॥ પંન્યાસ ચતુરવિજય તણો, બાલક ચિત ગુણ ગાવે. ॥ ૫ ॥

(૧૭) માગસર વદી દશમ દીને, વીરપ્રભુ દીક્ષા લીધી ॥ પોષ જન્મ શુભ પાસનો, નમિ વૈશાખમાં સિદ્ધિ. ॥ ૧ ॥ મોક્ષ પદમ એકાદશી, માગસર પાસ વ્રત ભાર ॥ પોષ ફાગણ જ્ઞાન ઋષભને, દ્વાદશી કારતક હવે સાર. ॥ ૨ ॥ ચ્યવન નમિ જન્મ પદમનો, ચંદ્ર પોષ જન્મ થુણીયે ॥ જન્મ દીક્ષા શીતલ માહા, ફાગણ જ્ઞાન સુવ્રતમુણીયે. ॥ ૩ ॥ જન્મ શ્રેયાંસ એહીજ તીથિ, કલ્યાણક શુભ ભાવે ॥ તપ કરી લાહો લીજીયે, ચતુર ચિતમાં પ્રભુ આવે. ॥ ૪ ॥

(૧૮) કારતક વદી તેરસ દીને, પદ્મ પ્રભુ દીક્ષા લીધી ॥ દીક્ષા ચંદ્ર પ્રભુ પોષમાં, માહા માસ ઋષભજીન સિદ્ધિ. ॥ ૧ ॥ દીક્ષા શ્રેયાંસ જીન ફાગણે, વૈશાખ અનંતજીન જાયા ॥ જાયા શાંતિજીન જેષ્ઠમાં, મોક્ષ એહીજ દીન પાયા. ॥ ૨ ॥ શીતલ જ્ઞાન ચતુર્દશી, પોષ ફાગણ દીન જાયા ॥ વાસુપૂજ્ય વૈશાખમાં, વ્રત જ્ઞાન અનંત પ્રભુ પાયા. ॥ ૩ ॥ જન્મ કુંથુ હવે જેષ્ઠમાં, શાન્તિ દીક્ષા આષાઢે ॥ વર્યા મુકિત વાસુપૂજ્યજી, પ્રભુ સ્તવન દૂરીતને કાઢે ॥ ૪ ॥ અમાસ મોક્ષ વીર કારતકે, જ્ઞાન શીતલ માહા કહીએ, દીક્ષા વાસુ પુજ્ય ફાગણે, આસો નેમિ જ્ઞાનજ લહીયે. ॥ ૫ ॥ જંબુ ભરત ચોવીશીના, વદી કલ્યાણક ગાયા. પંન્યાસ ચતુરવિજય ગણી, બાલક ચિત અતિહી સુહાયા. ॥ ૬ ॥

(૧૯) માહા શુદ બીજે જન્મીયા, અભિનંદન વાસુપુજ્ય જ્ઞાના ॥ ચ્યવન અરજીન ફાગણે, શ્રાવણ સુમતિજીન જાણ. ॥ ૧ ॥ જ્ઞાના

સુવિધિ શુદ કાર્તિકી, ત્રીજ જન્મ ધર્મ માહા જાણો ॥ જન્મ વિમલ હવે ચૈત્રની, કુંથુજીન જ્ઞાન પ્રમાણો. ॥૨॥ દીક્ષા માહા શુદ ચોથની, વિમલ ફાગણ મલ્લી દાખ્યું ॥ ચ્યવન વૈશાખ ચોથા પ્રભુ, ચૈત્ર પંચમી દીન આખ્યું. ॥ ૩ ॥ મોક્ષ અનંત જીનવરતણું, અજીત સંભવ પ્રભુ જાણો ॥ મોક્ષ ધર્મ જીન જેષ્ઠમાં, શ્રાવણ નેમિ જન્મ વખાણો. ॥ ૪ ॥ તપગચ્છ નાયક સદ્ગુરૂ, મણિવિજય મુનિરાયા ॥ બુદ્ધિ વૃદ્ધિ ચતુર ચિત ભણી, પ્રભુ કલ્યાણક ગાયા. ॥ ૫ ॥

(૨૦)જ્ઞાન પોષ શુદ છઠ દીને, વિમલ શ્રાવણ નેમિ દીક્ષા ॥ ચ્યવન ધર્મ વૈશાખમાં, સપ્તમી આગમમાં શિક્ષા. ॥ ૧ ॥ જન્મ અજીત માહા અષ્ટમી, ચ્યવન સંભવ ફાગણમાં ॥ મોક્ષ વૈશાખ ચોથા પ્રભુ, જન્મ સુમતિ પ્રભુ ગણમાં. ॥ ૨ ॥ અષાઢ મોક્ષ નેમિ તણું, મોક્ષ શ્રાવણ પ્રભુ પાસ ॥ જ્ઞાન પોષ સુદ નવમીએ, શાન્તિ નામ દુઃખ નાસ. ॥ ૩ ॥ અજીત દીક્ષા માહા માસમાં, મોક્ષ સુમતિ ચઈતરમાં ॥ વ્રત વૈશાખ એહીજ પ્રભુ, સર્વોત્કૃષ્ટ જીનગણમાં. ॥ ૪ ॥ જેષ્ઠ ચ્યવન વાસુપુજયજી, શુદી નવમી દીન ભણીયે ॥ મોક્ષ ભાદ્રવે સુવિધિનું, ચતુર ચિતમાંહિ ગણીયે. ॥૫॥

(૨૧)જન્મ્યા માગસર શુદ તણી, મોક્ષ દશમી અરપાયા ॥વીર જ્ઞાન વૈશાખમાં, મલ્લી એકાદશી જાયા ॥ ૧ ॥ દીક્ષા જ્ઞાન વ્રત અરપ્રભુ, જ્ઞાન માગસર નમિ દાખ્યું ॥ જ્ઞાન અજીત જીન પોષમાં, ચૈત્ર સુમતિજીન આખ્યું. ॥ ૨ ॥ જ્ઞાન કાતીશુદ દ્વાદશી, અરજીન ચોથા વ્રત જાણું ॥ માહા સુવ્રત ફાગણ વિષે, મોક્ષ મલ્લી મન આણું. ॥ ૩ ॥ ચ્યવન વિમલ વૈશાખમાં, જેષ્ઠ સપ્તમ જીન જાયા ॥ ચતુર ચિત સેવા કરી, અચલ આનંદ પદ પાયા. ॥ ૪ ॥

(૨૨)દીક્ષા માહા સુદી તેરસે, ધર્મ ચૈત્ર વીર જાયા ॥ ચ્યવન વૈશાખ બીજા પ્રભુ, જેષ્ઠ સપ્તમ વ્રત પાયા. ॥ ૧ ॥ માગસર ચતુર્દશી જન્મીયા, સંભવ-અભિનંદન જ્ઞાન ॥ પોષ આષાઢ બારમા પ્રભુ, મોક્ષ અક્ષય સુખ ખાણ. ॥ ૨ ॥ દીક્ષા માગસર

પુર્ણીમા, સંભર કેવળ ધર્મ પોષ ॥ પદમ જ્ઞાન ચઉતર વિષે, ચ્યવન મુનિસુવ્રત તોષ. ॥ ૩ ॥ શ્રાવણ આસો નમિ તણું, ચ્યવન કલ્યાણક કહીએ ॥ત્રિકરણ સુદ્ધ આરાધતાં,ચતુર ચિત સુખીયાંરહીયે.

## ૧ અથ શ્રી બીજનું ચૈત્યવંદન.

દુવિધ ધર્મ જિણે ઉપદિસ્યો, ચોથા અભિનંદન ॥ બીજે જન્મ્યા તે પ્રભુ, ભવદુઃખ નિકંદન ॥ ૧ ॥ દુવિધ ધ્યાન તુમ્હે પરિહરો, આદરો દોય ધ્યાન ॥ એમ પ્રકાશ્યું સુમતિ જિને, તે ચવિયા બીજ દિન ॥ ૨ ॥ દોય બંધન રાગ દ્વેષ, તેહને ભવિ તજીયે ॥ મુજ પરે શીતલ જિન કહે, બીજ દિન શિવ ભજીયે॥૩॥ જીવાજીવ પદાર્થનું કરો નાણ સુજાણ ॥ બીજ દિને વાસુપૂજ્ય પરે, લહો કેવલ નાણ ॥ ૪ ॥ નિશ્ચય નય વ્યવહાર દોય, એકાંત ન ગ્રહીયે ॥ અરજિન બીજ દિને ચવી, એમ જન આગલ કહીયે ॥ ૫॥ વર્ત્તમાન ચોવીશીયે, એમ જિન કલ્યાણ ॥ બીજ દિને કેઇ પામીયા, પ્રભુ નાણ નિર્વાણ ॥ ૬ ॥ એમ અનંત ચોવીશીયે એ, હુઆં બહુ કલ્યાણ ॥ જિન ઉત્તમ પદ પદ્મને, નમતાં હોય સુખ ખાણ ॥ ૭ ॥

ઇતિ શ્રી બીજનું ચૈત્યવંદન સંપુર્ણ.

## ૨ અથ શ્રી બીજનું સ્તવન.

કુતમલ પાણીડાને જાય. એ દેશી. પ્રણમી શારદ માય, શાસન વીર સુહંકરુજી ॥ બીજ તિથિ ગુણ ગેહ, આદરો ભવિયણ સુંદરુજી ॥ ૧ ॥ એહ દિન પંચ કલ્યાણ, વિવરીને કહું તે સુણોજી ॥ માહા શુદિ બીજે જાણ, જન્મ અભિનંદન તણોજી ॥૨॥ શ્રાવણ શુદિની હો બીજ, સુમતિ ચવ્યા સુરલોકથીજી ॥ તારણ ભવોદધિ તેહ, તસ પદ સેવે સુરથોકથીજી ॥ ૩ ॥ સમેતશિખર શુભ ઠાણ, દશમા શીતલ જિનગણુંજી ॥ ચૈત્ર વદિની હો બીજ, વર્યા મુક્તિ તસ સુખ ઘણુંજી ॥ ૪ ॥ ફાલ્ગુન માસની બીજ, ઉત્તમ ઉજજવલ માસનીજી ॥ અરનાથ ચ્યવન, કર્મક્ષયે તસ પ્રા-

સનીજી ॥ ૫ ॥ ઉત્તમ માઘજ માસ, શુદિ બીજે વાસુપુજ્યનોજી ॥ એહિજ દીન કેવલ નાણ, શરણ કરો જીનરાજનોજી ॥ ૬ ॥ કરણી રૂપ કરો ખેત, સમકિત રૂપ રોપો તિહાંજી ॥ ખાતર કિરિયા હો જાણ, ખેડ સમતા કરી જીહાંજી ॥ ૭ ॥ ઉપશમ તદ્રૂપ નીર, સમકિત છોડ પ્રગટ હોવેજી ॥ સંતોષ કરી અહો વાડ, પચ્ચખ્ખાણ વ્રત ચોકી સોહેજી ॥ ૮ ॥ નાસે કર્મ રિપુ ચોર, સમકિત વૃક્ષ ફલ્યો તિહાંજી ॥ માંજર અનુભવ રૂપ, ઉતરે ચારિત્ર ફલ જીહાંજી ॥ ૯ ॥ શાંતિ સુધારસ વારિ, પાન કરી સુખ લીજીએજી ॥ તંબોલ સમ લ્યો સ્વાદ, જીવને સતોષ રસ કિજીએજી ॥ ૧૦ ॥ બીજ કરો બાવીશ માસ, ઉત્કૃષ્ટિ બાવીશ માસનીજી ॥ ચોવિહાર ઉપવાસ, પાલિયે શીલ વસુધાસનીજી ॥ ૧૧ ॥ આવસ્યક દોય વાર પડિલેહણ દોય લીજીયેજી ॥ દેવવંદન ત્રણ કાલ, મન વચ કાયાયે કીજીયેજી ॥ ૧૨ ॥ ઉજમણું શુભ ચિત્ત, કરી ધરીયે સંયોગથીજી ॥ જીન વાણી રસ એમ, પીજીયે શ્રુત ઉપયોગથીજી ॥ ૧૩ ॥ એણિ વિધ કરિયે હો બીજ, રાગને દ્વેષ દૂરેજી ॥ કેવલ પદ લહી તાસ, વરે મુક્તિ ઉલટ ધરીજી ॥ ૧૪ ॥ જીનપૂજા ગુરૂભક્તિ, વિનય કરી સેવો સદાજી ॥ પદ્મવિજયનો શિષ્ય, ભકિત પામે સુખ સંપદાજી ॥ ૧૫ ॥

ઇતિ શ્રી બીજનું સ્તવન સંપુર્ણ.

## ૩ અથ શ્રી બીજ તિથિની સ્તુતિ.

દિન સકલ મનોહર, બીજ દિવસ સુ વિશેષ ॥ રાય રાણા પ્રણમે, ચંદ્ર તણી જ્યાં રેખ ॥ તિહાં ચંદ્ર વિમાને, શાશ્વત જિનવર જેહ ॥ હું બીજ તણે દિન, પ્રણમું આણી નેહ ॥ ૧ ॥ અભિનંદન ચંદન, શીતલ શિતલનાથ ॥ અરનાથ સુમતિજિન, વાસુપૂજ્ય શિવ સાથ ॥ ઇત્યાદિક જિનવર, જન્મ જ્ઞાન નિરવાણ ॥ હું બીજ તણે દિન, પ્રણમું તે સુવિહાણ ॥ ૨ ॥ પરકાસ્યો બીજે, દુવિધ ધર્મ ભગવંત ॥ જેમ વિમલ કમલ દોય, વિઉલ નયન

વિક્રસંત ॥ આગમ અતિ અનુપમ, જીહાં નિશ્ચય વ્યવહાર ॥ બીજે સવિ કિજે, પાતકનો પરિહાર ॥ ૩ ॥ ગજગામિની કામિની, કમલ સુકોમલ ચીર ॥ ચક્રેસરી કેશરી, સરસ સુગંધ શરીર ॥ કર જોડી બીજે, હું પ્રણમું તસ પાય ॥ એમ લબ્ધિવિજય કહે, પુરો મનોરથ માય ॥૪॥ ઇતિ શ્રી બીજ તિથિની સ્તુતિ સંપુર્ણ.

## ૧ અથ શ્રી જ્ઞાન પંચમીનું ચૈત્યવંદન.

ત્રિગડે બેઠા વીરજિન, ભાખે ભવિજન આગે ॥ ત્રિકરણશું ત્રિહું લોક જન, નિસુણો મન રાગે ॥ ૧ ॥ આરાહો ભલિ ભાતસે, પાંચમ અજુવાલી ॥ જ્ઞાન આરાધન કારણે, એહજ તિથિ નિહાલી ॥ ૨ ॥ જ્ઞાન વિના પશુ સારિખા, જાણો એણે સંસાર ॥ જ્ઞાન આરાધનથી લહ્યું, શિવપદ સુખ શ્રીકાર ॥ ૩ ॥ જ્ઞાન રહિત ક્રિયા કહી, કાશ કુસુમ ઉપમાન ॥ લોકાલોક પ્રકાશકર, જ્ઞાન એક પરધાન ॥ ૪ ॥ જ્ઞાની સાસો સાસમે, કરે કર્મનો ખેહ ॥ પુર્વ કોડી વરસાં લગે, અજ્ઞાને કરે તેહ ॥ ૫ ॥ દેશ આરાધક ક્રિયા કહી, સર્વ આરાધક જ્ઞાન ॥ જ્ઞાન તણો મહિમા ઘણો અંગ પાંચમે ભગવાન ॥ ૬ ॥ પંચ માસ લઘુ પંચમી, જાવજ્જીવ ઉત્કૃષ્ટિ ॥ પંચ વરસ પંચ માસની, પંચમી કરો શુભદૃષ્ટિ ॥ ૭ ॥ એકાવનહી પંચનો એ, કાઉસ્સગ્ગ લોગસ્સ કેરો ઉજમણું કરો ભાવશું, ટાલે ભવ ફેરો ॥૮॥ એણી પેરે પંચમી આરાહીયે એ, આણી ભાવ અપાર ॥ વરદત્ત ગુણમંજરી પરેં, રંગ વિજય લહો સાર ॥ ૯ ॥ ઇતિ શ્રી પંચમીનું ચૈત્યવંદન સંપુર્ણ

## ૨ અથ શ્રી પંચમીનું લઘુ સ્તવન.

પંચમી તપ તુમે કરો રે પ્રાણી, જેમ પામો નિર્મલ જ્ઞાન રે ॥ પહેલું જ્ઞાન ને પછી ક્રિયા, નહિં કોઈ જ્ઞાન સમાન રે ॥ પંચ૦ ॥ ૧ ॥ નંદીસુત્રમાં જ્ઞાન વખાણ્યું, જ્ઞાનના પાંચ પ્રકાર રે ॥ મતિ શ્રુત અવધિ ને મનઃપર્યવ, કેવલ એક ઉદાર રે ॥પંચ૦॥

॥ ૨ ॥ મતિ અઠ્ઠાવિશ શ્રુત ચઉદહ વીશ, અવધિ છે અસંખ્ય પ્રકાર રે ॥ દોય ભેદ મનઃપર્યવ દાખ્યું, કેવલ એક ઉદાર રે ॥ પંચમી૦ ॥ ૩ ॥ ચંદ્ર સૂર્ય ગ્રહ નક્ષત્ર તારા, એકથી એક અપાર રે ॥ કેવલ જ્ઞાન સમું નહીં કોઇ, લોકાલોક પ્રકાશ રે ॥ ૩ ॥ પંચમી૦ ॥ ૪ ॥ પારસનાથ પ્રસાદ કરીને, મ્હારી પુરો ઉમેદ રે ॥ સમયસુંદર કહે હું પણ પામું, જ્ઞાનનો પાંચમો ભેદ રે ॥ પંચમી૦ ॥ ૫ ॥

ઇતિ શ્રી પંચમીનું લઘુ સ્તવન સંપુર્ણ.

## ૩ અથ શ્રી પંચમીની સ્તુતિ.

શ્રાવણ શુદિ દિન પંચમી એ, જનમ્યા નેમજિણંદ તો ॥ શ્યામ વરણ તનુ શોભતું એ, મુખ શારદકો ચંદ તો ॥ સહસ વરસ પ્રભુ આઉખુ એ, બ્રહ્મચારી ભગવંત તો ॥ અષ્ટ કરમ હેલે હણી એ, પોહોતા મુકિત મહંત તો ॥ ૧ ॥ અષ્ટાપદ આદિ જિન એ, પોહોત્યા મુકિત મોઝાર તો ॥ વાસુપૂજ્ય ચંપાપુરી એ, નેમ મુકિત ગિરનાર તો ॥ પાવાપુરી નગરીમાં વલિ એ, શ્રી વીરતણું નિર્વાણ તો ॥ સમેતશિખર વીશ સિદ્ધ હુઆ એ, શિરવહું તેહુની આણ તો ॥ ૨ ॥ નેમનાથ જ્ઞાની હુવા એ, ભાંખે સાર વચન તો ॥ જીવદયા ગુણ વેલડી એ, કીજે તાસ જતન તો ॥ મૃષા ન બોલો માનવી એ, ચોરી ચિત નિવાર તો ॥ અનંત તીર્થંકર એમ કહે એ, પરહરિયે પરનાર તો ॥ ૩ ॥ ગોમેદ નામે જક્ષ ભલો એ, દેવી શ્રી અંબીકા નામ તો ॥ શાસન સાનિધ્ય જે કરે એ, કરે વલિ ધર્મનાં કામ તો ॥ તપગચ્છ નાયક ગુણનિલો એ, શ્રી વિજયસેન સૂરિ રાય તો ॥ રિષભદાસ પાય સેવતાં એ, સફલ કરો અવતાર તો ॥ ૪ ॥

ઇતિ શ્રી પંચમીની સ્તુતિ સંપુર્ણ.

## ૧ અથ શ્રી અષ્ટમીનું ચૈત્યવંદન.

માહા શુદિ આઠમને દિને, વિજયા સુત જાયો ॥ તેમ ફા-

ગણુ સુદિ આઠમે, સંભવ ચવિ આયો ॥ ૧ ॥ ચૈતર વદની આઠમેં, જનમ્યા રિખભ જિણંદ, દીક્ષા પણ એ દિન લહી, હુઆ પ્રથમ મુનિચંદ ॥ ૨ ॥ માધવ સુદિ આઠમ દીને, આઠ કર્મ કર્યાં દૂર ॥ અભિનંદન ચોથા પ્રભુ, પામ્યા સુખ ભરપુર ॥ ૩ ॥ એહીજ આઠમ ઉજલી, જનમ્યા સુમતિ જિણંદ ॥ આઠ જાતિ કલશે કરી, ન્હવરાવે સુર ઇંદ્ર ॥ ૪ ॥ જન્મ્યા જેઠ વદિ આઠમે, મુનિસુવ્રત સ્વામી ॥ નેમ આષાઢ સુદિ આઠમે, અષ્ટમી ગતિ પામી ॥૫॥ શ્રાવણ વદની આઠમે, નમિ જન્મ્યા જગ ભાણુ ॥ તિમ શ્રાવણ સુદિ આઠમે, પાસજીનું નિર્વાણ ॥ ૬ ॥ ભાદ્રવા વદિ આઠમ દિને, ચવિયા સ્વામી સુપાસ ॥ જિન ઉત્તમ પદ પદ્મને, સેવ્યાથી શિવવાસ૭

ઇતિ શ્રી અષ્મીનું ચૈત્યવંદન સંપુર્ણ.

## ૨ અથ શ્રી અષ્ટમીનું સ્તવન.

હાંરે મારે ઠામ ધરમના, સાડા પચવીશ દેશ જો, દીપેરે ત્યાં દેશ મગધ સહુમાં શિરેરે લો ॥ હાંરે મારે નગરી તેહમાં, રાજગ્રહી સુવિશેષ જો ॥ રાજે રે ત્યાં શ્રેણિક, ગાજે ગજપરે રે લો ॥ ૧ ॥ હાંરે મારે ગામ નગર પુર પાવન કરતા નાથ જો, વિચરંતા તિહાં આવી વીર સમોસર્યા રે લો ॥ હાં૦ ॥ ચઉદ સહસ્સ મુનિવરના સાથે સાથ જો ॥ સુધા રે તપ સંયમ શિયલે અલંકર્યા રે લો ॥૨॥ હાં૦ ફુલ્યા રસ ભર ઝુલ્યા અંબ કદંબ જો ॥ જાણુ રે ગુણશીલ વન હસિ રોમંચિયો રે લો ॥ હા૦ ॥ વાયા વાય સુવાય તિહાં અવિલંબ જો ॥ વાસેરે પરિમલ ચિહુ પાસે સંચિયોરે લો ॥ ૩ ॥ હાં૦ ॥ દેવ ચતુર્વિધ આવે કોડા કોડ જો ॥ ત્રિગડુંરે મણિ હેમ રજતનું તે રચેરે લો ॥ હાં૦ ॥ ચોશઠ સુરપતિ સેવે હોડા હોડ જો ॥ આગે રે રસ લાગે ઇંદ્રાણી નચેરે લો ॥ ૪ ॥ ॥ હાં૦ ॥ મણિમય હેમ સિંહાસન બેઠા આપ જો ॥ ઢાલે રે સુર ચામર મણિ રત્ને જડયાં રે લો ॥ હાં૦ ॥ સુણતાં દુંદુભિ નાદ ટલે સવિ તાપ જો, વરસે રે સુર ફુલ સરસ જાનું અડ્યાં રે લો

॥ ૫ ॥ હાં૦ ॥ તાજે તેજે ગાજે ઘન જેમ લુંબ જો ॥ રાજેરે જિનરાજ સમાજે ધર્મને રે લો ॥હાં૦ નિરખી હરખી આવે જન મન લુંબ જો ॥ પોષેરે રસ ન પડે ઘોષે ભર્મમાં રે લો ॥ ૬ ॥હાં૦॥ આગમ જાણી જિનનો શ્રેણિક રાય જો ॥ આવ્યોરે પરિવરિયો હય ગય રથ પાયગે રે લો ॥ હાં૦ ॥ દેઈ પ્રદક્ષિણા વંદિ બેઠો ઠાય જો ॥ સુણવારે જિનવાણી મોટે ભાયગે રે લો ॥ ૭ ॥ હાં૦ ॥ ત્રિભુવન નાયક લાયક તવ ભગવંત જો ॥ આણી રે જન કરૂણા ધર્મ કથા કહે રે લો ॥ હાં૦ ॥ સહજ વિરોધ વિસારી જગના જંત જો ॥ સુણવા રે જિન વાણી મનમાં ગહ ગહેરે લો ॥૮॥

## ઢાળ ૨ જી.

વાલમ વેહેલારે આવજો એ દેશી. વીરજીનવર એમ ઉપદિસે ॥ સાંભલો ચતુર સુજાણરે ॥ મોહની નિંદમાં કાં પડો ॥ ઓલખો ધર્મના ઠાંણરે ॥ વિરતીએ સુમતી ધરી આદરો ॥ ૧ ॥ પરિહરો વિષય કષાયરે ॥ બાપડા પંચ પરમાદથી ॥ કાં પડો કુગતીમાં ધાય રે૦ ॥ વિ૦ ॥ કરી શકો ધર્મ કરણી સદા ॥ તો કરો એ ઉપદેશ રે ॥સર્વ કાલે કરી નવિ શકો ॥તો કરો પર્વ સુવિશેષ રે વિ૦ ॥૩॥ જુજુઆ પર્વ ષટનાં કહ્યાં ફલ ઘણાં આગમે જોયરે ॥ વચન અનુસારે આરાધતાં ॥ સર્વથા સિદ્ધિ ફલ હોય રે વિ૦॥ ૪ ॥ જીવને આયુ પરભવ તણું ॥તિથિ દિને બંધ હોય પ્રાયરે ॥ તેહ ભણી એહ આરાધતાં ॥ પ્રાણીઓ સદ્‌ગતિ જાયરે ॥ વિ૦ ॥ તેહવે અષ્ટમી ફલ તિહાં ॥ પૂછે ગૌતમ સ્વામરે ॥ ભવિક જીવ જાણવા કારણે ॥ કહે વીર પ્રભુ તામરે ॥વિ૦॥ અષ્ટ મહા સિદ્ધી હોય એહથી ॥ સંપદા આઠની વૃદ્ધીરે ॥ બુદ્ધિના આઠ ગુણ સંપજે ॥ એથી આઠ ગુણ સિદ્ધરે ॥ ૭॥ લાભ હોય આઠ પડિહારનો ॥ આઠ પવયણ ફલ હોયરે ॥ નાશ અષ્ટ કર્મનો મુલથી ॥ અષ્ટમીનું ફલ જોયરે ॥ વિ૦ ॥ ૮ ॥ આદિ જીન જન્મ દિક્ષા તણો અજીતનો જન્મ કલ્યાણરે ॥ ચવન સંભવ

તણો એહ તિથે ॥ અભિનંદન નિરવાણરે ॥ વિ૦ ॥ ૯ ॥ સુમતિ સુવ્રત નમિ જનમિયા ॥ નેમનો મુગતિ દાન જાંણરે ॥ પાસ જીન એહ તિથે સિદ્ધલા ॥ સાતમા જીન ચવન માણ રે ॥ વિ૦ ॥૧૦॥ એહ તિથિ સાધતો રાજીઆ ॥ દંડવિરજ લહ્યો મુકિતરે ॥ કર્મ હણવા ભણી અષ્ટમી ॥ કહે સૂત્ર નિર્યુકતી રે ॥ વિ૦ ॥ ૧૧ ॥ અતીત અનાગત કાલનાં ॥ જીન તણાં કેઈ કલ્યાણરે ॥ એહ તિથે વલી ઘણા સંયમી ॥ પામશે પદ નિરવાણરે ॥ ૧૨ ॥ ધર્મ વાસિત પશુ પંખીયા ॥ એહ તિથે કરે ઉપવાસરે ॥ વ્રત ધારી જીવ પોષો કરે ॥ જેહને ધર્મ અભ્યાસરે ॥ વિ૦ ॥ ૧૩ ॥ ભાખિયો વીરે આઠમ તણો ॥ ભવિક હિત એહ અધિકાર રે ॥ જીન મુખે ઉચરી પ્રાણીયા ॥ પામશે ભવતણો પાર રે ॥ વિ૦ ॥ ૧૪ ॥ એહથી સંપદા સવિ લહે ॥ ટલે કષ્ટની કોડરે ॥ સેવજો શિષ્ય બુધ પ્રેમનો ॥ કહે કાંતી કર જોડરે ॥ વિ૦ ॥ ૧૫ ॥

॥ કળસ ॥ એમ ત્રિજગ ભાસન અચલ શાસન ॥ વર્દ્ધમાન જીનેસરૂં ॥ બુધ પ્રેમ ગુરૂ સુપસાય પામી ॥ સંથુણ્યો અલવેસરૂ ॥ જીન ગુણ પ્રસંગે ભણ્યો રંગે ॥ તવન એ આઠમ તણો ॥ જે ભવિક ભાવે સુણે ગાવે ॥ કાંતિ સુખ પાવે ઘણો ॥૧॥ ઇતિ શ્રી અષ્ટમીનું સ્તવન સંપુર્ણ ॥

## ૩ અથ શ્રી અષ્ટમીની સ્તુતિ.

મંગલ આઠ કરી જસ આગલ, ભાવ ધરી સુરરાજજી ॥ આઠ જાતિના કલશ કરીને, ન્હવરાવે જીનરાજજી ॥ વીર જીનેશ્વર જન્મ મહોત્સવ, કરતાં શિવ સુખ સાધેજી ॥ આઠમનું તપ કરતાં અમ ઘર, મંગલ કમલા વાધેજી ॥ ૧ ॥ અષ્ટ કરમ વયરી ગજ ગંજન, અષ્ટાપદ પરે બલીયાજી ॥ આઠમે આઠ સુરૂપ વિચારી, મદ આઠે તસ ગલિયાજી ॥ અષ્ટમી ગતિપરે પહોતા જીનવર, ફરસ આઠ નહીં અંગજી ॥ આઠમનું તપ કરતાં અમ ઘર, નિત્ય નિત્ય વાધે રંગજી ॥ ૨ ॥ પ્રાતિહારજ આઠ બિરાજે, સ-

મવસરણ જીન રાજેજી ॥ આઠડે આઠશો આગમ ભાંખી, ભવિ મન સંશય ભાંજેજી ॥ આઠે જે પ્રવચનની માતા, પાલે નિરતિચારોજી ॥ આઠમને દીન અષ્ટ પ્રકારે, જીવ દયા ચિત્ત ધારોજી ॥ ૩ ॥ અષ્ટ પ્રકારી પૂજા કરીને, માનવ ભવ ફલ લીજેજી ॥ સિદ્ધાઈ દેવી જીનવર સેવી, અષ્ટ મહાસિદ્ધિ દીજેજી ॥ આઠમનું તપ કરતાં લીજે, નિર્મલ કેવલ જ્ઞાનજી ॥ ધીરવિમલ કવિ સેવક નય કહે, તપથી કોડ કલ્યાણજી ॥ ૪ ॥

ઇતિ શ્રી અષ્ટમીની સ્તુતિ સંપુર્ણ.

## ૧ અથ શ્રી એકાદશીનું ચૈત્યવંદન.

શાસન નાયક વીરજી, પ્રભુ કેવલ પાયો ॥ સંઘ ચતુર્વિધ થાપવા, મહસેન વન આયો ॥ ૧ ॥ માધવ સીત એકાદશી, સોમલ દીજ યજ્ઞ ॥ ઇંદ્રભુતિ આદે મલ્યા, એકાદસ વિજ્ઞ ॥ ૨ ॥ એકાદશસે ચઉ ગુણા, તેહનો પરિવાર વેદ અર્થ અવલો કરે, મન અભિમાન અપાર ॥ ૩ ॥ જીવાદિક શંસય હરીએ એકાદશ ગણધાર ॥ વીરે થાપ્યા વંદીયે, જીન શાસન જયકાર ॥ ૪ ॥મલ્લી જન્મ અર મલ્લી પાસ, વર ચરણ વિલાસી ઋષભ અજીત સુમતિ નમી, મલ્લી ઘન ઘાતી વિનાશી ॥ ૫ ॥ પદ્મપ્રભ શિવવાસ પાસ, ભવભવના તોડી ॥ એકાદશી દિન આપણી, ઋદ્ધિ સઘલી જોડી ॥ ૬ ॥ દશ ખેત્રે ત્રિહું કાલનાં, ત્રણશે કલ્યાણ ॥ વરસ અગ્યાર એકાદશી, આરાધો વર નાણ ॥ ૭ ॥ અગીયાર અંગ લખાવીયે, એકાદશ પાઠાં ॥ પુંજણી ઠવણી વિંટણી, મસી કાગલ કાઠાં ॥ ૮ ॥ અગીયાર અક્ષત છાંડવાં એ, વહો પડિમા અગિયાર ॥ ખિમાવિજય જીન શાસને, સફલ કરો અવતાર ॥ ૯ ॥

ઇતિ શ્રી એકાદશીનું ચૈત્યવંદન સંપુર્ણ.